# કાવ્ય વિનોદ.

લેખક:—

પા. જોઈતારામ ભગવાનદાસ કઠલાલકર.

અનારા (બારસોદા.)

# કઠલાલકર કાવ્ય:-

## સાહિત્ય અને વિનોદ.

### ભાગ ૧.

લેખક:—

પા. જોઈતારામ ભગવાનદાસ કઠલાલકર.

અનારા ( બારસીદા. )

પ્રકાશક,

ભાવસાર ગોવિંદલાલ ત્રીભોવન માસ્તર.

અનારા [ બારસીદા ]

અને

વ્યાસ નાથાલાલ પ્રાણશંકર તોરણાવાળા.

માટુંગા મ્યુ. સ્કુલના આ. માસ્તર-મુંબાઈ.

પ્રત ૧૦૦૦. આવૃત્તિ ૧ લી.

સંવત ૧૯૭૭. ઈસ્વીસન ૧૯૨૧.

કિંમત રૂા. ૧-૮-૦.

# અર્પણ પત્રિકા.

શ્રીમાન. શ્રી કડવા જ્ઞાતિ શિરોમણી,

નામદાર, દરબારશ્રો લાલસિંહજી રાયસિંહજી

વિરમગામ.

મહાશય ! આપની સ્વજ્ઞાતિ પ્રત્યેની અતુલ લાગણી, માયાળુ સ્વભાવ, સ્વધર્મનિષ્ઠ વૃત્તિ, પર-દુઃખે દુઃખી થતું તન, પરોપકાર પરમેશ્વર અને પરમાત્મામાં લાગેલું મન, દાનાર્થે વ્યય થતું ધન, બહારથી વ્યવહાર કાર્યમાં નિપૂણ, અંતરમાં જામેલી બ્રહ્મનિષ્ઠપણાની પરમ ભાવના, મારા જેવા ક્ષુદ્ર જીવો તરફ પણ સ્નેહાળ દ્રષ્ટિએ જોનાર, એવા જે દરબારશ્રી લાલસિંહજી રાયસિંહજીને સગા-સંબંધ હોવા છતાં સ્નેહથી અવીરત ઉર્મીઓ સ્ફુરી આવવાથી આ ક્ષુદ્ર ભેટ સવિનય અર્પણ કરૂં છું.

બાળક બુદ્ધિએ રચ્યું, આ સાહિત્ય-વિનોદ;
કરી સમર્પણ સ્નેહથી, પામું અંતર મોદ.

લી.

હું છું આપનો તાબેદાર સેવક

અનારા. પા. જોઈતારામ ભગવાનદાસ
કઠલાલકર.

# પ્રસ્તાવના.

પ્રયોજન સિવાય કોઇપણ કાર્યમાં પ્રવૃતિ થતી નથી, તેજ પ્રમાણે મારે આ પુસ્તક બહાર પાડવામાં કંઇ પણ પ્રયોજન તો હોવું જ જોઇએ.

વાંચવું એ મારો બાલ્યાવસ્થાથીજ કુદરતી સ્વભાવ છે; અને તેણે પરીણામે મારા વાંચવામાં અનેક મહાન કવીઓનાં રચેલાં કાવ્ય ગ્રંથો આવી ગયા છે. જેથી મને કવિતાનો શોખ દિન પ્રતિદીન વધતો ગયો. કેટલાક કાળાંતરે તે મહાન કવીઓ અને તેમની કવિતા પ્રત્યેની મારી પુજ્ય બુદ્ધિથી, મને પણ બે અક્ષરો ભેગા કરી કવીતા કરવાનું મન થવા લાગ્યું. તે પછી કેટલાક સમયે મારા પુજ્ય ગુર્જર મહાન કવિઓની ઉચ્છીષ્ટ પ્રસાદીથી બાળ રમત તુલ્ય કવિતાઓ કરવા શક્તિવાન થયો. કેટલાંક કાવ્યો તો મારી અરાઢ વર્ષની ઉમ્મરમાં લખેલાં છે.

આવો કાવ્ય સંગ્રહ મારી પાસે કેટલાક વર્ષથી સંગ્રહીત હતો, જેને મેં અપ્રગટ સ્થિતિમાંજ મુકી રાખ્યો હતો, પણ મારા કેટલાક મિત્રોએ તેને છપાવી બહાર પાડવાનો આગ્રહ કર્યો, જેથી તેમાં કેટલોક વિનોદ સંગ્રહ મુકી સાહિત્ય અને વિનોદ, એ નામ આપી આ પુસ્તક પ્રસિદ્ધીમાં મૂકવા હિંમત ધરી.

કાવ્યાદિ લખાણની પરિભાષા તપાસતાં તેમાં રહેલા દોષોની વહેંચણી ત્રણ કારણોમાં વહેંચી નાખવા વાંચકોને વિનવું છું. (૧)

મારાં કેટલાંક કાવ્યો અરાઢ વર્ષ જેટલી અસંસ્કારી નાની વયમાં લખાયેલાં છે, (૨) અંગ્રેજી, સંસ્કૃત કે ઉંચા પ્રકારની ગુજરાતી કેળવણીનો અભાવ. (૩) અને બાકીના બધા દોષો મારા અસંસ્કારી ગ્રામ્ય જીવનને આભારી છે.

સાહિત્ય વિભાગ—આ વિભાગમાં લગભગ બધાં કાવ્યોનોજ સમાવેશ કરવામાં આવ્યો છે. જેમાં (૧) સ્તુતિ કાવ્ય. (૨) નૈતિક કાવ્ય. (૩) શૃંગારિક કાવ્ય. (૪) વેરાગ કાવ્ય. (૫) કથા કાવ્ય. (૬) પ્રસ્તાવીક કાવ્ય, એમ ૭ પેટા વિભાગો પાડવામાં આવ્યા છે. જેથી વાંચનારને આ પ્રથા સુલભ થશે, એમ મારૂં માનવું છે.

એકંદરે બધાં કાવ્યોમાં નીતિ, જ્ઞાન અને વૈરાગ્યનુંજ પરિદર્શન વાંચકને થયા વિના રહેશે નહિ. જેથી જનસમાજમાં આ પુસ્તક ઉપયોગી થઈ માન મેળવે તો નવાઇ જેવું નથી.

વિનોદ વિભાગ—આ વિભાગમાં પણ (૧) શાસ્ત્ર વિનોદ. (૨) કાવ્ય વિનોદ (૩) ગદ્યાત્મક હાસ્યજનક વિનોદો એમ ત્રણ પેટા વિભાગો પાડવામાં આવ્યા છે; જેથી વાંચનારને કેટલીક સુગમતા પડશે એવી આશા છે.

પુસ્તકમાં આવેલા વિનોદો કેટલાંક પુસ્તક ઉપરથી સંગ્રહીત કરેલા છે; તેથી તેના કર્તાઓનો આ ઠેકાણે આભાર માનવો ભુલીશ નહિ. જ્યારે કેટલાક વિનોદો સ્વયંકૃતિના છે.

હવે છેવટમાં એટલુંજ જણાવવું બસ છે કે, જેમ હંસો પય અને પાણીમાંથી ફક્ત પયનુંજ પાન કરે છે, તેમ વિદ્વાન વાચકવૃંદ પણ આ પુસ્તકમાંથી સારજ ગ્રહણ કરશે; અને દોષોને વિમુખ કરશે. છતાં કોઇ શુભેચ્છક મને તે દોષો જણાવશે તો પરમ ઉપ-

કારની સાથે તે પ્રમાણે બીજી આવૃતિમાં તે દોષો સુધારી લેવામાં આવશે.

આ પુસ્તક બહાર પાડવામાં મને મારા નીચેના મુરબ્બી તથા મિત્રોએ જે મહાન મદદ અને સલાહ આપી છે, જેથી તેમનો અંતઃકરણ પૂર્વક આભાર માનું છું.

(૧) પંડયા શનાભાઇ ભુલાભાઇ અનારા, હેડમાસ્તર છત્રપુરા. તા. કપડવણુજ. (૨) ગોર ગણપતરામ દલસુખરામ કઠલાલ, હેડ મારતર સાહેબ, રઢુ. તા. માતર. (૩) ભટ્ટ પ્રભાશંકર મણિશંકર ડભાણુ, હેડમાસ્તર ગોપાડપુરા. તા. આણુંદ. (૪) પા. ભાઇલાલ મંગળભાઈ કેરીઆવી, આસી. મારતર પીપળાતા. તા. નડીયાદ. (૫) પા. અંબાલાલ રણછોડ તોરણા. (૬) પા. કુબેરભાઈ કહાનદાસ પોલીસ પટેલ અનારા. (૭) બ્રહ્મભટ્ટ પુરષોતમ લાલજી જલસણ.

આ સિવાય બીજા જે ગૃહસ્થો કે જેમણે પુસ્તકના અગાઉથી ગ્રાહક થઇ મને જે આશ્વાસન આપ્યું છે, તેને માટે તેમનો પણ આભાર માનું છું; અને તેમનાં મુબારક નામ પુસ્તકના પાછલા ભાગમાં પ્રગટ કરવામાં આવ્યાં છે.

છેવટે પુરતક જનસમાજને સર્વાંશે સફળ નિવડો, અને મારો પ્રયાસ સફળ કરો; એવી પરમકૃપાળુ પરમાત્મા પાસે નમ્ર યાચના સહ વિરામ. અરતુ. ॐ શાંતિ ! શાંતિ !! શાંતિ !!!

અનારા. (બારસીદા)
અષાઢ શુકલાષ્ટમી ૧૯૭૭
તા. ૧૨-૭-૧૯૨૧.

લી. હું છું આપનો કૃપાભિલાષી સેવક,
**પટેલ જોઇતાભાઈ બી. કઠલાલકર.**

# અનુક્રમણિકા.

અનુસંધાન ૧૬૦ પછી.

કઠલાલકર કાવ્ય:—

# સાહિત્ય અને વિનોદ.

## ભાગ ૧ લો.

(સ્તુતિકાવ્ય.)

### શ્રી સરસ્વતિની સ્તુતિ.

સવૈયા–કવિત. (૧)

કંઠમે હાર તુષાર સમોઅરૂ, ચંદ્રકભાલ મયુર સજ્યો હે,
બીન ધરી કર દંડ સુશોભિત, શુભ્રશુચી અંગ બેશ સજ્યો હે;
કેશવ નારદ બ્રહ્મ સદાશિવ નામ તુમ્હાર મહાન ભજ્યો હે,
જોઈતારામ નમે બ્રહ્મદુહિત, નામસેં આજ અગ્યાન તજ્યો હે. ૧

### શ્રીરામચંદ્રની સ્તુતિ. (૨)

દશરથ કે ઘર પુત ભયો અરૂ બાલ વયે બનમેં બીચર્યો હે,
સીત હરાઇ કુરંગ હણ્યો અરૂ મીત કપીશ સુગ્રીવ કીયો હે;
વાલી વિદારી સેતુ કર નિધિ લંકેશ હણ્યો ગઢ લંક હર્યો હે,
જોઈતારામ નમુ ઇહરામ બિભિષન કે શિર તાજ ધર્યો હે. ૨

### શ્રીકૃષ્ણની સ્તુતિ. (૩)

દેવકી ઉર તુરંગ ભયો અરૂ નંદ કે ઘેર આનંદ કીયો હે,
અગાસુર આદી અસુર વિદારત ગોપીનકો હર ચિત્ત લીયો હે;

કૌરવ કંસ નિકંદન મુરારી પાંડવ સાંય અમૂલ દીયો હૈ,
જોઇતારામ નમુ પાય કૃષ્ણકુ પાન ગીતામૃત દાસ પીયો હૈ. ૩

## " જય જય ગુર્જર માત " (૪)

રાગ ભૈરવી.

ગુર્જરી ધન્ય ધન્ય મમ માત ! (૨)
ભર્તખંડની દિવ્ય ભૂમિમાં શ્રેષ્ટ સદા ગુજરાત,
મહાન ગૌરવ સીમા વટાવી, મહીપર પ્રસર્યું અગાધ,
માત યશ ગાન કરૂ ભલી ભાત—ગુર્જરી. ૧
તનુજ તારા ધારી પતાકા, પ્રેમ શૌર્ય અંકિત,
ગુર્જર ગરવી જગે જણાવી, કરતા યશ સંચિત,
અમિત તુજ ભૂતળ છે આલ્હાદ—ગુર્જરી. ૨
તુજ અંકે ગાંધી સમ વીર વળી અન્ય અતિ ધીર પુત્ર,
રે જનનિ તુજ કર્મ વીરોથી, શુચી ચીર છે ધર સુત્ર,
સુત્ર ભણું " જય જય ગુર્જર માત "—ગુર્જરી. ૩

## પ્રભુ પ્રાર્થના. (૫)

પ્રયોજક–નાથાલાલ પ્રાણશંકર વ્યાસ.

( રાગ—મીશ્ર. )

ॐ વિશ્વ વિનાયક, જગનાયક,
ત્હારૂ સ્મરણ કરીએ.—(૨)
સ્મરણ કરીએ, રટણ કરીએ,
બાલ સહુ હળીમળી કરગરીએ.—(૨)
વિનવીએ, નમીએ, સહુ નમીએ.—ॐ ૧

તુજ સ્મરણુ, સુખ કર્તા, દુઃખ હર્તા શુભ કર્તા,
શાન્તિદાયક સહુ વારે વારે નમીએ. (૨)
વિનવીએ, નમીએ, સહુ નમીએ.—ૐ ૨
તુજ સ્મરણુથી ભક્તજનો અવિચળ થાતા,
તુજ આ જગ્ત જનનો દાતા,
તુજ આ જગ્ત જનનો વિધાતા,
વિનવીએ, નમીએ, સહુ નમીએ.—ૐ ૩
હે કૃપા સિંધુ દીન બેલી, તુજ કૃપા અમ ઉપર રહો રેલી,
અમ ઉપર રહો રેલી, તુજ રહેમ નજર વેલી.
અમ અજ્ઞો તુજ કૃપાથી શાંતિ સંચરીએ,
વિનવીએ, નમીએ, સહુ નમીએ.—ૐ ૪
પ્રેમ વૃષ્ટિ વરસાવો, સ્નેહ ઝરણુ રેલાવો,
અમ કાર્ય વિષે તુજ હાથ રેલાવો,
નાથ કહે છે નથી કાંઈ દાવો,
વિનવીએ, નમીએ, સહુ નમીએ.—ૐ ૫

## " પ્રભુ તું એકજ છે?? " (૬)

તોટક છંદ. (સખી સ્વપ્ન મહિ મન મોહન.) એ રાગે પણુ ગવાશે.
અહા ! જોઈ વળ્યો અવની સઘળી, પણુ નાથ અદ્વિતિય છેજ હરિ,
નવ એક પ્રભુ વિણુ ઠામ કહિ, પ્રભુ એક તુંહિં, પ્રભુ એક તુંહિં. "ટેક."
શીવલીંગ અનેક નિહાળી વળી,
અતિ દર્શન શક્તિ મંદિર કરી;
વળી જોઈ મસીદ અનેક ખરી,
કરી દેવળ દેવળ સ્તુતિ ફરી.

સહુ એક શિવાલય મંદિર છે, વળી એક મસીદજ દેવળ છે,
તુજ એક વિના પ્રભુ કોઇ નહિ, પ્રભુ એક તુંહિં, પ્રભુ એક તુંહિ. ૧

વરણ્યો હરિ વેદ વિષેજ અરે,
વળી તેહ કુરાન વિષેજ ખરે;
અહ ! બાયબલ એજ પ્રકાશ કરે,
વળી ગ્રંથ અનેક સુસાખ ધરે.

વળી વેદ કુરાનનો ભેદ લહ્યો, પ્રભુ એક નિરંજન નામ કહ્યો,
લખ્યો શાસ્ત્ર સહુ પ્રભુ એક સહી, પ્રભુ એક તુંહિ, પ્રભુ એક તુંહિ. ૨

કોઇ શીવ શ્રીરામ શ્રીકૃષ્ણ કહે,
કોઇ નામ ખુદા રહેમાન લહે;
કોઈ આપ ઈસુ યહોવાહ કહે,
પણ રામ ખુદા ઇશુ બીજ નહે.

વળી કો'વદતા અહંબ્રહ્મ સદા, જન કોઇ અનલ હક તો વદતા,
છે યોગી ફકીર ધટે, અહિં તહિં, પ્રભુ એક તુંહિ, પ્રભુ એક તુંહિ. ૩

પ્રભુ એકજ તું સચરાચર છે,
પ્રભુ એકજ તું અજરામર છે;
વન વૃક્ષ વિષે સ્થળ કે જળ છે,
જન જીવ સહુ તન ભીતર છે.

સરજી અવની હરિ એકજ તેં, સંભાળ પ્રભુ તું એકજ લે,
કરી પ્રલયનાથ દહેજ મહિ, પ્રભુ એક તુંહિ, પ્રભુ એક તુંહિ. ૪



## ( લો. મા. તિલકના અવસાન નિમિત્તે હિંદ માતાનું રૂદન )[1] ( ૭ )

ગઝલ.

ગયો શું ભાર્ત ભૂમિનો, અમૂલો હાયરે હીરો;
કરે કલ્પાંત જનુનિ જો, તિલક રે ક્યાં ગયો વિરો. ૧
ગયો [2]વ્યોમે ચઢી જો તું, કદિ પાતાળમાં હોતું;
તથાપિ ત્યાં રહી સુણજે, રૂદન આ હિંદ માતાનું. ૨
હજી ઉદ્ધાર મુજ બાકી, વિરા તું તો ગયો થાકી;
[3]સહોદર બેન્ન ને ભાગી, તિલક પ્યારા જુઓ જાગી. ૩
મહા દરીએ મૂકી માતા, અરે શું નિંદ લેશો કે ?
[4]પ્રતિમુખ આની કે'શો કે ? અનેરી આશ દેશો કે ? ૪
[5]પ્રભાકર વાદળે છાયો, ફરીથી દર્શ દેજે તું;
અરે ના આથમી જાતો, ઉભી છું રાહ જોતી હું. ૫

---

૧ આ કાવ્ય લો. તિલકના અવસાન નિમીત્તે લખાયું છે.

૨ વ્યોમ=આકાશ.

૩ સહોદર=સગાભાઈ. ગાંધી એ લો. તિલકના સગાભાઈ તરીકે ગણી લેવા એવો ભાવાર્થ છે.

૪ હે પુત્ર ! તમો પ્રતિમૂખ એટલે આજ દેહે મને મળશો કે ફરી હિંદમાંજ જન્મ લેવાની જુદાજ પ્રકારની આશા આપશો ?

૫ પ્રભાકર...છાયો=લો. તિલકરૂપી પ્રભાકર. મર્ણરૂપી વાદળમાં છવાઈ ગયો, માટે ફરીથી દર્શન આપજે, જોજે આથમી જતો !

૬વિયોગે હું ઢળું ધરણી, સતાવે હાય જાંબુકજો;
કરો વ્યોમે રહી નાદો, તિલક ઓ કેસરી તુંતો. ૬
અરે ૭દેવો મહાદેવો, તમોને છે ભલામણુ એ;
તિલક જે વિચર્યા સ્વર્ગે, સુચવજો ૮દૃષ્ય આ છે તે. ૭
થયા શિથિલ સઉ ગાત્રો, અતિ આક્રંદ કરતાંમાં;
પડી હા ! ભારતી માતા, અચેતન દીર્ઘ મૂર્છામાં. ૮
વહે અશ્રુ અતિવ ધારે, ૯સરિત બે ચાલતી ભારે;
ભર્યાદ્વય સાગરો જેથી, છતાં ના પુત્રને ભાળે. ૯
અરે આવો ! અરે આવો ? અરેરે ઓ તિલક આવો;
તમારી હિંદ માતાને, છોડાવા કુમકે આવો. ૧૦

---

૬ હે પુત્ર ! હું તારા વિયોગે મૂર્છાગત થઈ. ધરણી ઢળું (હિંદ તારા શોકે ઉત્સાહ રહીત થઇ જાય.) તે વખતે પરદેશી હુમલાઓ રૂપી શીઆળવાથી ઓ ! કેસરી, તું આકાશમાં રહીને પણ સિંહનાદ કરજે કે જેથી મારી રક્ષા થશે, નહિ તો મારૂં હાડમાંસ પરદેશીઓના હુમલાથી પીંખાઇ જશે. મતલબકે હિંદ વીરોમાં તારૂં વીરત્વ અધિકાંશે પ્રકટાવ.

૭ સર્વવ્યાપી દેવોને ઉદ્દેશીને કહે છે.

૮ દૃષ્ય=દેખાવ.

૯ સરિત...સાગરો જેથી=હિંદ દેવીનાં અશ્રુઓથી બે ભારે નદીઓ વહેવા લાગી, અને તેનાથી બે સાગરો ભરાઈ ગયા. હિંદ દેવીનું શીરોબિંદુ હિમાલય કલ્પી સિંધુ અને બ્રહ્મપુત્રા બે અશ્રુધારા અને અરબી અને બંગાળા ઉપસાગર એ અશ્રુસમુહ એવી કલ્પના કરી છે. મતલબ કે લો. તિલકના અવસાનથી હિંદને આઘાત સહન કરવું પડયું છે ને પડશે.

## ( નૈતિક કાવ્ય. )

### —સ્વદેશ—(૮)

ધન્ય છે સ્વદેશને ચ્હાનાર,
ભારતના ભૂતળ પર ફરનાર, ધન્ય. "ધ્રુવ"
સ્વદેશ બંધુ તમે અરે ઓ ! સ્વદેશ સ્વર્ગ સમાન,
જાણો જીગરથી માતૃભૂમિને, કરવા આબાદાન;
ધ્યાન પર લાવો દેશોદ્ધાર. ધન્ય. ૧
કૉલર સ્ટૉકીંગ બૂટ અડાવી, બની ફરતા મસ્તાન,
સ્વદેશ બંધુ ભૂખે મરે કંઇ, નહિ તેનું અભિમાન;
માનજો ફોગટનો અવતાર. ધન્ય. ૨
ફેશનેબલ ડ્રેશ ઉપર સહુ, કરતા અતુલિત પ્યાર,
ટકાઉ સોંઘો માલજ દેશી, તે કરતા ધિક્કાર;
ભાર તે ભારત પર કરનાર. ધન્ય. ૩
કરે મહાત્મા વીર ગાંધીજી, આ ભારત જાગૃત,
સ્વદેશ ચીજે જીવન ગુજારો, જાણો વિષ અમૃત;
ધૃત સમ તજો અવર વહેવાર. ધન્ય. ૪

### "[૧]કૃષિકાર ને કિરતાર." (૯)

ગઝલ.

અખિલ આલમ તણા ભર્તા, કૃષિકારો ખરેખર છે;
ખરે કિરતારના ગુણે, કૃષિકારો બરાબર છે. ૧

---

૧ આ કાવ્યમાં "કૃષિકાર ને કિરતાર" માં નીચેના ગુણોની સામ્યતા બતાવેલી છે (૧) જગતનું પોષણ કરનાર (૨) દયાળુ (૩) ગરિબનિવાજ (૪) ભક્ત વત્સલ (૫) ભૂધર (જમીન ધારણ કરનાર)

દયાળુ છે પ્રભુ જેવો, અરે તેવો કૃષિકર છે;
દીનોહર દુઃખમાં પ્રભુથી, કૃષિકારો બરાબર છે. ૨

સ્વજનને અર્પવા શિરો, સદા ઉત્સાહ અંતર છે;
પ્રભુના ગુણ ગૌરવમાં, કૃષિકારો બરાબર છે. ૩
ભૂધર કિરતાર છે એવા, કૃષિકારો ખરેખર છે;
ક્રિયા કરવા પ્રભુથી તો, કૃષિકારો બરાબર છે. ૪

દીસે ગંભીરતા ભારી, કટુકો વેણ ઉચરશે;
ક્ષમામાં શ્રીહરિ સાથે, કૃષિકારો બરાબર છે. ૫

અહા ! ઓ દેશ બંધુઓ, કરો ના દ્રોહ કૃષિકરનો;
થશો પુરા તમે પાપી, અહા ! ગુનો એ શ્રીવરનો. ૬

કહે કઠલાલકર એવું, પુરા પુજ્યો કૃષિકર છે;
પુરા ગુણો પુરૂ ગૌરવ, દીસે કિરતાર કૃષિકર છે. ૭

## " અમારી છે અમલદારી. "

ગઝલ.

બની અધિકારમાં અંધા, મિજાજે રે પુરા બંદા;
કુડા કરમે પુરા ખંદા, અમારી એ અમલદારી. ૧
પ્રજાના પીંડમાં પેસી, અમે તો રક્ત પીનારા;
અમારા એ શુચિ ધારા, અમારી એ અમલદારી. ૨
અમારા માનની ખાતર, ભલે ઉંધી વળે દુનીઆં;
છતાં ના તેહની પરવા, અમારી એ અમલદારી. ૩

(૬) કર્તવ્યનિષ્ઠ (૭) ગંભીરતા (૮) ક્ષમા. કૃષિકારનો દ્રોહ ન કરવો એવો આ કાવ્યનો તાત્પર્યાર્થ છે.

ખુશામત જે કરે રૂડી, ફિરસ્તા તે અમારા છે;
જીગર કુરબાન તે પર છે, અમારી એ અમલદારી. ૪
ન પરવા ન્યાય કે નીતિ, ન પરવા રાજ્ય રીતિની;
નહો અમને કદા ભીતિ, અમારી એ અમલદારી. ૫
કરે તરબોળ ખિસ્સા જે, અમારી રે'મ તે નજરે;
અવર ચઢતા શુળી કલમે, અમારી એ અમલદારી. ૬
કમાવા દ્રવ્યની આશે, કદા જો શાહ દંડાશે;
અમારૂં તોય શું જાશે, અમારી એ અમલદારી. ૭
ન કો મિત્રો ન કો શત્રુ, અમારે છે બધા સરખા;
દીએ જર મિત્ર પર શત્રુ, અમારી એ અમલદારી. ૮
ખુદાઇ હુકમ કો તોડે, હઠાવે યમદૂતો કોઇ;
(પણુ) અધીન આલમ કરાવા બસ ? અમારી છે અમલદારી. ૯

## " અરે આચાર એ છે કે ? " (૧૧)

ગઝલ.

અરે આચારના નામે, અનાચારો જુઓ પેઠા;
છતી આંખે નહિ સૂઝે, અરે આચાર એ છે કે ? ૧
[1]કુવાસી પાકહીન ચર્મે, જુવો બાંધી મૃદંગો છે;
છતાં દેવાલયો ગજવે, અરે આચાર એ છે કે ? ૨
વને વિચરે હરણુ ભોળાં, વિદારે ક્રૂર પાપીઓ;
અરે એ ચર્મ પર સેવા ? અરે આચાર એ છે કે ? ૩
જમણુારે ઘૃતે કુલ્લાં, ભરીને વાપરે હોંસે;
ગણ્યું એ પાક દુનીઆંએ, અરે આચાર એ છે કે ? ૪

---

૧ કુવાસી=નઠારા વાસવાળાં અપકવ.

ધુરંધર ધર્મના ધરતા, મહાત્મા હાડપિંજરને;
બજાવે ×શંખ થઈ શાણા, અરે આચાર એ છે કે ! ૫
દવાઓ ખ્રિસ્તિની પીતાં, જરા ના વૈશ્નવો શોચે;
ભલેને અર્પતા ઢેડા, અરે આચાર એ છે કે ! ૬
મદે નારી ચુડો ધારે, અરે એ હસ્તિનાં [1]અસ્થી;
છતાં નારે પડી તેની, અરે આચાર એ છે કે ? ૭
યુરોપી ખ્રિસ્તિઓ જોઇ, સલામો રે નમી કરતા;
ગણે [2]અસ્પૃસ્ય બંધુને, અરે આચાર એ છે કે ? ૮
ગણાયે [3]દ્વિજ આચારી, [4]સુરા તે તો પીએ ઝાઝી.
ગણી [5]ચંડી પ્રસાદીને, અરે આચાર એ છે કે ! ૯
અરેરે અર્થ જેનો છે, જરાના દોષ તેનો છે;
નિયમ એ ધારતા સૌએ, અરે આચાર એ છે કે ? ૧૦
અરેરે હાય ભારતમાં, હજારો રે અનાચારો;
ધુસ્યા આચારનાં નામે, ખરા કાઢીજ આચારો ? ૧૧

## " ભારતીય લલનાઓને " ( ૧૨ )

### ગઝલ.

અરે ઓ ભાર્ત લલનાઓ, તમારૂં ક્યાં ગયું દૈવત ?
પશુવત કાં બનો બેનો, તમારૂં કયાં ગયું કૌવત ? ૧

---

× શંખમાં એક જાતનો જીવડો રહે છે તે જીવનો હોય છે ત્યાં સુધી સમુદ્રમાં રહે છે, અને મરી જાય છે ત્યારે ફક્ત શંખ એકલો કાંઠે આવે છે. ૧ અસ્થી=હાડકાં. ૨ અસ્પૃસ્ય=અડકી ન શકાય તેવા અંત્યજ વગેરે. ૩ દ્વિજ=બ્રાહ્મણ, ક્ષત્રી, વૈસ્ય. ૪ શુરા=દારૂ. ૫ ચંડી=દેવી, અંબીકા.

તમારી કુક્ષી[૬] ખાણોથી, ગયાં શું રત્ન ખૂટીને ?
પ્રતિદીન ખોટરે પડતી, વિચરતો કાળ લૂંટીને; ૨
ગયા છે ગોખલે દાદા, ગયા ફીરોજ તિલકને,
અમુલા એ હર્યાં હીરા, હશે કે ? યાદ રે તમને. ૩
પશુવત્ બાયલાં બાળો, હજારો જન્મશે તો શું ?
અરે વીર [૭]કેસરી જેવો, અરે એકજ હશે તો શું ! ૪
જનુનિએ જણ્યા એવા, શુરા નેપોલિયન જેવા;
જરૂર છે હિંદને એવી, અરે હા ! પુત્રદા માતા. ૫
તમારૂં આત્મ ગૌરવરે, તનુજે તે તમે પ્રેરો;
ઝુલાવો બાળને જ્યારે, ગીતે રસવીર ઉતારો. ૬
શિશુની બાળ સ્થિતિએ, રમતમાં વીર [૮]તસ્વીરો;
નિહાળાવો પ્રતિદિને, સુણાવો વીરની વાતો. ૭
જનુનિરે જણો એવા, અરે દાતા અને ભક્તા;
રહેજે વાંઝણી નહિ તો, વળી વીર કે જણો વક્તા. ૮
અહા ! ઉમેદ એ મારી, અરે ઓ ભાર્ત લલનાઓ;
જીગરમાં જો ઉતારો તો, ભલે તેમાં નથી દાવો. ૯

## મેઘવિરહ. (૧૩)

ગઝલ.

[૯]પયોદરે ભરી વારી, વહે [૧૦]વ્યોમે અતિ વેગે,
છતાં નારે મહિ ઢોળે, અરે બિંદુ ખરા યોગે; ૧
બપૈયા તો રહ્યા તલસી, પિયુ પિયુ પુકારે છે,

---

૬ કુક્ષી=કુખ, ઉદર. ૭ કેસરી=સિંહ, તિલક કેસરી.
૮ તસ્વીર=છબી. ૯ પયોદ=જળ આપનાર વાદળ. ૧૦ વ્યોમ=આકાશ.

દયા તું લાવરે એની, અરે એ ! શું વિચારે છે. ૨
લતા તૃણ વૃક્ષ વેલીને, ફુલી ફાલી રહ્યું તું જે,
ગયું તે આજ કુમળાઈ, અરેરે તે ગમ્યું તુંને; ૩
સરિતા સર સુકાં દીસે, સુકા ભાસે સહુ સૃષ્ટિ,
પીડાતાં પંખીઓ પ્યાસે, જીગરથી પ્રચ્છતાં વૃષ્ટિ. ૪
મધુરી એ [3]સમિર લ્હેરો, વીનવજો મેઘને જઇને,
કહેજો દુઃખની કાંણી, નિકર ખેંચો સબળ થઇને; ૫
ઉંચાંતમ [4]શૃંગથી કહેજો, અહો ! ગિરિરાજ ઓ પ્યારા,
ધરા ઝુરે તમો વિના, અમીની પાડજો ધારા. ૬
નથી ઉદ્ભવ થતાં કણુકે, તૃણો મહીમાં વિના વૃષ્ટિ,
ફના થાશે અરે સૃષ્ટિ, કરો ના જો તમો વૃષ્ટિ; ૭
દયાળુરે દયા ધારી, પધારો મેઘજી પ્રીતે,
અમારી આર્ત વાણીને, ઉતારો રે પ્રભુ ચિત્તે. ૮

## " આધુનિક મંદીરો. " ( ૧૪ )

ગઝલ.

વધ્યો મંદિરમાં વૈભવ, મજા મંદિરમાં મોટી,
લઈ બેઠા ઘણા ભોગી, વળી કંઇ વાળી લંગોટી; ૧
અરેરે ધર્મને નામે, ધતિંગોરે ધરી બેઠા,
ધરામાં ધર્મ દાટીને, પુરાં પાપો ભરી બેઠા. ૨
અહાહા ! તાલ સુરોની, મઝા મંદિરમાં ગાજે;
ગવૈયા ગાન શૃંગારી, થકી દેવાલયો ગાજે, ૩
હજારો પાકના થાળો, વીશીથીરે વધુ જાએ.

3. સમીર=પવન. ૪. શૃંગ=શીખર.

મળે ના શ્વાનને જરીએ, હમેશાં અન્ન વેચાએ, ૪
નથી જપ ધ્યાન ને ભક્તિ, નથી સતસંગની સેવા;
અરે ઠાકોરના નામે, ઉડાવે રોજરે મેવા, ૫
ધરે જે ભેટ સેવકો, મહંતો મોજ માણે છે,
અપંગો આંધળાં બ્હેરાં, ન કો કણુ એક ભાળે છે. ૬
મહંતો ભોગવે નારી, ગણાયે શિષ્ય બ્રહ્મચારી,
નહિ મંદિર એ મહેલો, અરેરે રાજ્યથી ભારી; ૭
અરેરે દાનના દ્રવ્યે, મહંતો તો વણુજ કરતા,
પડાવી વ્યાજનાં ખાતાં, દિવાના કોરટે ચઢતા; ૮
અરે ધીક્કાર મઠધારી, વળી મંદિર માલિકને,
તમારી એ દુકાનોમાં, ન લ્યો એ ધર્મ આવકને, ૯
મળે ના રાજ્યમાં એવો, મહા મંદિરમાં વૈભવ;
ધરા ધન ગાડીને દ્વારા, અમારો એજ છે અનુભવ. ૧૦

## " આડંબરી યોગીઓ. " ( ૧૫ )

### ગજલ.

અયે રાગી ! અયે રાગી ! અયે બૈરાગી બાવાઓ,
પડો નરકે તમો જેથી, અયે યોગી બનો ભોગી. ૧
કરી લાંબી જટાઓને, તમે મસ્તાન થઇ ફરતા;
અહા ! કલ્યાણુ શું કરતા, અયે યોગી બનો ભોગી. ૨
અરે કાયા દમો ભારે, અહા ! માયા ગ્રહણુ કરવા;
કરો શું કામ ? એ મરવા, અયે યોગી બનો ભોગી. ૩
અરેરે શુળપર સુતા, ઉંધા શિરેજ લટકાતા,
અરે એ કષ્ટ દ્રવ્યાશે, અયે યોગી બનો ભોગી. ૪

જળાશયમાં સ્ત્રીઓ ધોતી, તહાં ન્હાવા તમો મરતા;
પડો લંગોટ છોડીને, અયે યોગી બનો ભોગી. ૫
ગણાવે બાળ બ્રહ્મચારી, છતાં એ રામકી રાખી,
ભમાવા તું બન્યો ખાખી, અયે યોગી બનો ભોગી. ૬
દવા વન્ધ્યા ગુટિકાની, કરો છો વીર્ય વર્ધકની,
કરો વશિકર્ણના દોરા, અયે યોગી બનો ભોગી. ૭
ગ્રહો ગીરનાર ગુંફા કે, પડો અરબી સમુદ્રોમાં,
અરે દીલચાંય તે કરજો, અયે યોગી બનો ભોગી. ૮
નથી સંસારમાં યોગા, તમારી રે જરૂરીઆતો,
ગ્રહેના સ્વર્ગમાં તમને, અયે યોગી બનો ભોગી. ૯
થયા માબાપના ખોટા, તજી સુતનાર લંગોટા;
લજાવ્યો ભેખ થઈ મોટા, અયે યોગી બનો ભોગી. ૧૦
અરે આ ભાર્ત ભૂમીને, અરે ના ભારથી દાબો,
સદા સેવ ભાર્તની કરતા, અયે યોગી બનો ભોગી. ૧૧

## " હિંદ તનુજો જાગો ? " (૧૬)

### રાગ. ( શું કહું કથની મારી. )

[1]અરૂણ ઉગ્યો વિતી [2]રાત ભ્રાત અરૂણ ઉગ્યો વિતી રાત.
જાગો હિંદ દેવીના બાગ ભ્રાત અરૂણ ઉગ્યો વિતી રાત. ટેક.
[3]પ્રમાદ પાથરણે પોઢયા બહુ દિન જોયું ના આંખ ઉઘાડી,
માલ વિદેશિ હિંદ પ્રવેશી, કરે વેરાન આ વાડી. ભ્રાત. ૧
[4]ભીરૂતા આળસ દૂર કરીને, શૌર્ય ક્ષમા દીલ ધારો,

---

૧. અરૂણ=સ્વતંત્રતારૂપી સૂર્ય. ૨. રાત=પરતંત્રતારૂપી રાત્રી.
૩. પ્રમાદ=આળસ. ૪. ભીરૂતા=બીકણુતા.

કળાકૌશલ્ય ભ્રાત જગાવી, ભારત [5]કરજ નિવારો. ભ્રાત. ૨
[6]ઐક્ય [7]પરિમલ હિંદુ મુસલમીન, જન મન માંહી સ્ફુરાવા,
કરો યશસ્વી હિંદ ભૂમિને, માતૃભૂમિ યશ ગાવો. ભ્રાત. ૩

## " ગયો જાલીમ જમાનો. " ( ૧૭ )

ગજલ.

જમાનો ગુજર્યો જુનો, દુઃખી ને રે ગુલામીનો,
હવે જાગી જુવો પ્યારા, ગયો જાલીમ જમાનો એ. ૧

પડી રહી ગાઢ નિદ્રામાં, પુરી સત્તા ગુમાવી જે,
પરાધીને જડાયા જે, ગયો જાલીમ જમાનો એ. ૨

કહાં કુરૂક્ષેત્રનાં યુદ્ધો, નદી વીર રક્તની ક્યાં છે,
અશાંતિ એ અરે ક્યાં છે, ગયો જાલીમ જમાનો એ. ૩

અરે નાદીર તૈમુરશા' લુંટારા તો હવે ક્યાં છે,
પિંઢારા ચાંચીઆ ઠગનો, ગયો, જાલીમ જમાનો એ. ૪

અહા ઘોરી ખુની જેવા, અને ઔરંગ સમ શાહો,
પ્રજાનું રક્ત જે પીતા, ગયો જાલીમ જમાનો એ. ૫

ગયા દુઃખી દીનો એવા, હરાતાં રે ઇજત જર જે,
જીવન જોખમ ગયું રે જો, ગયો જાલીમ જમાનો એ. ૬

નિશા પરતંત્રતાની જે વહી ગઇ છે હવે તો એ,
ઉષા સ્વતંત્રતાની જો, ગયો જાલિમ જમાનો એ. ૭

---

૫. કરજ=દેવું. ૬. ઐક્ય=સંપ. ૭. પરિમલ=પવન.

## " સમાનતા " (૧૮)

—ગઝલ—

ન હો અલ્લા ન હો ખુદા, ન હો એ રામ રહેમાના;
ન કો [1]અવ્વલ ન કો આખર, સહુ [2]આલમ અનાદિના. ૧
ખરે જે [3]ખુદથી પ્રગટયો, ખુદાને નામ છે ધરતો;
[4]સ્વયંભુ શ્રીહરિ નામે, ખુદાઇ ખેલ ને કરતો. ૨
હસન હુસેનને મહંમદ, અરે શ્રીકૃષ્ણ રામજ છે;
મહા પયગમ્બરો એ છે, ખુદાઇ એ જ બંદા છે. ૩
અહા ! મુલ્લાં અને મૌલા, અમો ગુરૂ પુરોહિતો;
કહો જો લમ કે નીકા, સરીખા [5]માયના એના. ૪
ક્યામત દીન પુછાશે, અયે હિંદુ મુસલમીનો;
થશે ફરમાન સૌને ત્યાં, અહાહા ! સ્વર્ગ [6]દોજખનાં; ૫
પીતા પોષક સહુનો છે, અરે હા ! એક આલમનો;
પ્રભુ ખુદા કહો જેને, ગમે તે હોય માલમજો. ૬
કરો એકાદશી રોજા, પઢો નિમાજ સંધ્યાકો;
વજુ સ્નાને વપુ પાકે, કરી દો ખાકરે પાપો. ૭
કહે કડલાલકર એવું, સરિતા રાહ જુદા છે;
નિરંજન નામ સાગર તે, અહાહા ફક્ત એકજ છે. ૮

---

૧ અવ્વલ=પહેલાંના. ૨ આલમ અનાદિના=પૃથ્વીની પહેલાંના. ૩ ખુદ=પોતે. જે પોતે પોતાનાથી ઉત્પન્ન થયો છે તે ખુદા. ૪ સ્વયંભુ=સ્વયંપભુ પોતાથી પેદા થયેલો. ૫ માયના=અર્થ. ૬ દોજખ=નર્ક.

### " ખેડુતોનો આર્તનાદ " ( ૧૯ )
( રાગ ભૈરવી. )

બનાયા દીન વિભુ શીદ કૃષિકાર; (૨)
દીનબંધુ તુજ દીનબંધુતા થતી નથી પુરવાર. બનાયા. ૧
[1]આશામ્બુધિના મીન સમુ મન રાખે છે કૃષિકાર;
મૃગજળ આશા કદિ ફળે નહિ, દુઃખીત બધો વહેવાર. બનાયા. ૨
ગુણ ગારવ વસુધા વિદ્યાને, કલાહીન કૃષિકાર;
[2]જીર્ણ વસન હિન વપુ ઓપતું, [3]અમીદ્રગ કર કિરતાર. બનાયા. ૩
રક્ત પસીનો એક કરીને, કરે જમીન તૈયાર;
[4]ઉપાર્જન જે કર્યું કષ્ટથી, લે છીન તે શાહુકાર. બનાયા. ૪
અરે પ્રભુ સુણ કૃષિકારોનો, આર્ત સ્વરે પોકાર;
દુર કરો અમદુઃખ અરે યા, કર નીજ ચરણોદ્ધાર. બનાયા. ૫

### મિત્ર પ્રેમ. ( ૨૦ )
સવૈયા–કવિત.

પ્રીત પ્રેમ અતિ ઉલટયો ઉદધિ અતિ સ્નેહ સમીર સુપેર વહ્યો.
તન બંદર અંતર દુર અતી અરૂ મન તણો એક તાર થયો.
અરૂ પત્ર જહાજ ચઢી સનમિત્ર કે તનસુ તન મીલીજ રહ્યો.
કે' કવિ જોઈતારામ અહા મિત્ર પ્રેમ તણો એમ પાર લહ્યો.

### —અનેકમાં એક—૧. ( ૨૧ )
સવૈયા—કવિત.

હરી વરૂ વ્યાઘ્ર વિશેષ વને પણ સિંહ મહાન કંઈક જડે,
બક સારસ ઢેંક અનેક ફરે પણ હંસ ક્વચિત ચિત્તેજ ચઢે.
જોઈતારામ કહે છીપ શંખ જુવો નવ મૌક્તિક એક કદાપિ લહે.
ચાર ખુશામતખોર ઘણા હિતદાયક એક કંઈક જડે.

---

૧ આશામ્બુધિ=આશા+અમ્બુધિ. આશાનો સાગર. ૨ જીર્ણ-વસન=જુનાં વસ્ત્ર. ૩ અમીદ્રગ=અમૃતદૃષ્ટિ. ૪ ઉપાર્જન=પેદા.

## —અનેકમાં એક—૨. (૨૨)

સવૈયા—કવિત.

આંબલી આક અનેક તરૂ અરૂ કલ્પતરૂ ખઇ કંઇક મળે.
વાવ કુવા નદી નીર અતિ પણ સાગર તુલ્ય કદિ ન કરે.
જોઇતારામ કહે બટ આરબમાં હય અક્રિજ એક ખરે,
જર જોરૂ વિના ધરે ભેખ કંઇક જીતેન્દ્રિય એક જગેજ અરે.

## —અનેકમાં એક—૩. (૨૩)

સવૈયા—કવિત.

લલના અતિ રૂપવતી જગમાંજ પતિવૃત્ત ધારક એક હશે,
તીર કટાર ધરેજ અતિ રણવીર શૂરા થઇ એક જશે.
જોઇતારામ કહે અવનિ પણ પારસ એક જગે જડશે,
લક્ષજનો કંઇ કહેણીતણા પણ રહેણી તણા કંઇ એક દીસે.

## જવાસાન્યોક્તિ. (૨૪)

સવૈયા—કવિત.

ગ્રીષમકે દિન હોહિ પ્રફુલ અતુલ ફુલ્યા રહી ફાલી જવાસા.
જે દિન ગાજત ઘન ગગનમાં તે દિન મુરખ હોત નિરાશા,
જોઇતારામ જળે તૃણ મોહિત દેખી સુકાઇ જશેજ જવાસા,
વૈભવ ઓર અપાર દિખી અરૂ દ્વેષેજરે મૂઢ નાખી નિસાસા.

## મેડકાન્યોકિત[1]. (૨૫)

સવૈયા—કવિત.

અહિ મુખ દાદુર જાઇ પર્યો અરૂ લેશ વિચાર જરૂર ન લાયા.

---

૧. એક દેડકાને સાપે મુખમાં અર્ધું ગળ્યું છે છતાં સામે બેઠેલી મક્ષિકાને પકડવા તે તલપી રહ્યું છે. એ રીતે મૂઢ માણસ પણ કાળના મુખમાં સપડાયેલો હોવા છતાં ઉલટી માયા ગ્રહણ કરવા તલપી રહ્યો છે.

અર્ધ વિભાગ રહ્યો અહિ મુખજ તોય અહન મખી જાયહિ થાયા.
જોર્જતારામ લહે મૂઢ નાહિ કહાં ટકશે ક્ષણભંગુર કાયા,
કાંકે પાસમેં પાઉ પર્યો અરૂ મૂઢ ગ્રહે ઉલટી જરમાયા.

### એક દિન હશે છે[1]. ( ૨૬ )

મનહર.

હશે એક દિન યશ, નરપતિ રાઢ કરે,
નથી કોની થઇ નથી, હવે તો થવાની હું;
હશે કાળ ઘડી ઘડી, સિવિલ સર્જન જોઇ,
વડા જરપતિ નર પતિ પ્રાણ હરૂં હું.
લક્ષ્મીજી હરે હાસ્ય, કૃપણ ધરામાં ધરે,
પતિ તાગ્યા ત્રિભુવન, રાખી શું મુકીશ તું.
કહે કઠલાલકર, હશે નારી જ્યારે ધારી,
પતિ કરે હાવભાવ, પતિ ઘણા ધારૂં હું.

### નીચમાંથી નીચ પાકે. ( ૨૭ )

રાજ હંસ તણી ચાલ કુકડા ન કાઢી શકે,
કાગ ન કોયલ સમ, કોઇ દિન બકતા;
જવ બીજ વાવે નવ, ડાંગરનો પાક પાકે,
આગીઆ અપાર મળે, તોય તે શું કરતા.
સોમણ સાબુથી ધુવો, ગર્ધવ ન ગાય થાય,
×અર્ક નવ આમ્રફળ, કદિ નવ આપતા,
કહે કઠલાલકર, નીચમાંથી નીચ પાકે;
[2]કપોત પઢાયા પણ, વાણી નવ ભાખતા.

---

૧. ધરા, કાળ, લક્ષ્મી, સ્ત્રી એ ચારે ચીજો એક દિવસ હસે છે.
૨. કપોત=હોલો. × અર્ક=આકડો.

## સંસારીને એક અને સંન્યાસીને બે. ( ૨૮ )

### મનહર છંદ.

તિલક તાણીને કરે તીરથમાં તરવરે,
એવા યોગી યતિઓનાં, આભ આજે ફાટીઆં;
બાધા આપે બાળ તણી, બાળાઓ બિચારી છળી.
બાવાઓએ ભોગાં નરનારીને ઝપાટીઆં,
સાધન સાળંગરામ, ખાવા તણું એતો ખરૂં;
વણજ ચલાવી ધન, અનગળ દાટીઆં,
કહે કઠલાલકર, મરણ વખત જ્યારે,
સંસારીને એક બેજ, બાવાનાં[૩] લે છાજીઆં.

## ધર્મલોપ થયો. ( ૨૯ )

### મનહર છંદ.

આવો ભાઈ આજ જુઓ, મંદિરોની મોટી મજા,
વીશીથી અધિક અહીં, અનાજ વેચાય છે.
આડંબરી યોગી બેઠા, બક પેરે નેન ઢાળી,
ગ્રહે જર જુઓ પોથી, ઉધાઇ તો ખાય છે;
જુઓ વડા મહંતજી, પાંચ સાત નારીઓને,
ભેળી કરી કહે કથા, પુરાણની થાય છે,
કહે કઠલાલકર, મંદિરે વૈભવ વધ્યો;
ધર્મ નિત્ય ધીરે ધીરે ધરા માંહી જાય છે.

---

૩. સંસારી મરે ત્યારે તો ફકત તેની સ્ત્રી એકલીજ રડે, પણ બાવો મરી જાય ત્યારે તો તેનાથી બે ત્રણનું ગુજરાન ચાલતું હોય જેથી તે બધી રડે છે.

## કલયુગે. ( ૩૦ )

### મનહર છંદ.

ધર્મકુશ્રી નાશ હુવા, પાપકા પ્રકાશ હુવા,
તપ તુચ્છ હો ગયા તો, જપ જાપ છુપીઆ.
સત્ય તો સમુલ ગયા, ધરા હુઈ રસહીન,
સંન્યાસી યોગીને યતી, ગ્રહી બેઠા રૂપીઆ.
મરદો કપટકારી, નારી હુઇ વ્યભિચારી,
રાજ દ્રવ્યકાજ આજ, પ્રજાપર કોપીઆ.
કહે કઠલાલકર, પુત તો કપુત હુવા,
કલજુગે પાપ વધ્યુ પુન્ય તો આટોપીઆ.

## સહુ સ્વાર્થનું સગુ છે. ( ૩૧ )

### મનહર છંદ.

અફળ જ ખગ તરૂ, સુકુ સર સારસજ,
તજે નર ગણિકાઓ, દ્રવ્યહીન હોય છે.
ભ્રષ્ટરાજ ભૃત્ય તજે, દગ્ધ વન મૃગ તજે,
વૈદ્યભણી નિરોગીઓ, કદિ નવ જોય છે.
કામથી નકામ નર, નારી નવ ન્યાળે જરી,
ખરી વાત સ્વારથમાં, સગુ સહુ કોઈ છે.
કહે કઠલાલકર, બાંધ્યું જગ સ્વારથથી,
સ્વારથે પતિને લાંબે, સ્વરે નારી રોય છે.

## કીરતારની ભુલ્યો. ( ૩૨ )

### મનહર.

હીમ જો સુગંધમય, રવિ કદિ ક્ષય હીણુ,
ગુલાબ કંટક હીણુ, શુચિ મધુપાન જો.
વારીને અગ્નિણુ માંહે, મિષ્ટતા જો હોય ખરે,

[1]કુચજો કનક મુખ, [2]પીક્ શુભ વાન જો.
ભુલ્યો જગદીશ ખરે, વિચાર ન કીધો જરી,
લાયકને દીધું નહિ, બગલાને જ્ઞાન તો.
કહે કહાનલાલકર, કિરતારે કુકું કીધું,
મનુષ્યના શિર દીધું, મરણનું દાન તો.

## હોનારી તે હોય. (૩૩)

મનહર.

મેઘને મરણ વળી, મોધારત ભાવતણી,
કોઇએ ન જાણ્યું નવ, જાણવાનું કોય છે.
તોરી ત્રાપ ત્રિયા મત, વિદ્યુતનો ચમકાર,
લલાટે લખાયા લેખ, જાણમાં ન હોય છે.
બાળનું રૂદન કોઇ, કદિ નવ કળી શકે,
ભાવીના બનાવ નવ, આગળથી જોય છે.
કહે કહાનલાલકર, માનવનું કોણ ગજુ,
દેવ દેવી હારી ગયા, હોનારી તે હોય છે.

## અજીત નેન બાણ. (૩૪)

મનહર.

અરજુન તણું બાણ, સહવા સમર્થ થયા,
કરણ શા રણધીર, જગમાં જનમીઆ.
કળા ધારી કૃષ્ણ જેવા, શિવજી મહાન યોગી,
ઇંદ્રએ અસુર ભારે, વિવિધ વિદારીઆ.
પણ નારી નેન થકી, અનેક વિંધાયા નર,
રણ ધીરવીર ઘણા, ઉગ્યાને આથમીઆ.
કહે કહાનલાલકર, રણ સરે ઘણા જીતે,
નેન બાણ જીતવાને, જગે ન જનમીઆ.

---

૧. કુચ=સ્ત્રીના સ્તન. ૨. પીક=કોયલ.

## વિનાશકાળે વિપરીત બુદ્ધિ. (૩૫)

મનહર.

ક્યારે નોતા જાણતા કે, દ્યુતમાં અધર્મ ભર્યો,
ધર્મે ધાર્યું તેમાં મારૂં, થોડું ઘણું હીત છે.
કનક કુરંગ કદિ, જગમાં ન જાણ્યો જરી,
રામ નોતા જાણતા શું ? અવળી આ રીત છે,
ઈંદ્ર શું અજ્ઞાત હતા, વ્યભિચારે વાળ્યું મન,
ચંદ્ર શું એ ભૂલી ગયા, પાપકારી પ્રીત છે.
કહે કહાનકર, દાખલા અનેક દીસે,
વિનાશ કાળે તો વળી, મતિ વિપરીત છે.

## કરે તેવું પામે. (૩૬)

મનહર.

પાંડવોને કાઢયા વન, ઘર ગામ લૂંટી લઈ,
મૂઢ મન માને મિથ્યા, મારૂં સારૂં થાય છે.
રાવણ સીતાને હરી, રીદ્ધિ શું તે રળી ગયો,
કુળનું તે કાઢી મૂળ, ઉર મકલાય છે,
કૈયા કેરૂ કુળ વળી, ધુળમાં ગયું છે મળી,
એવું વર્તમાન ભુત ભવિષ્યેજ થાય છે.
કહે કહાનલાલ કર, આદિથી અનાદિ જુઓ,
'કરે તેવું પામે' જગ, જાહેર જણાય છે.

## ચઢતી પડતી ચાલી જાય છે. (૩૭)

મનહર.

કોઇ દિન મહીપર, કદિ છત્ર પલંગમાં.
હાથી ઘોડા કોઈ દિન, પગે પાળા ચાલવું.
લુખી ભાજી કોઇ દિન, શાકપાક પુરણ તો,

કોઈ દિન સુસ્ત કદિ, મસ્ત થઇ મ્હાલવું.
શાલ કે દુશાલ મળે, કદી હાલ બેહાલ તો,
તુટી ફાટી ચાદરમાં, જીવન ગુજારવું.
કહે કઠલાલકર, ફરતા ફરતી છાંય,
ચડે પડે ચાલી જાય, દુઃખ નવ ધારવું.

સત પુરૂષનું વચન. (૩૮)

મનહર.

પશ્ચિમ દીશામાં કદિ, સુરનો ઉદય થાય,
હિમગીરિ ચળે કદિ, નીરે લોહ તરશે.
અગની શીતળ થાય, શશી ઉશ્નતાપ આપે,
દેવને મનુજ કદિ, વાતો મળી કરશે.
ઉદધી ઉલટી રીતે, માઝા મુકી જગ બોળે,
[1]પદ્મ ગીરિ શૃંગ[2] ખીલે, તોપણ શું વળશે.
કહે કઠલાલકર, વિપત્તિ હજાર પડે,
કદિ સત પુરૂષનું, વચન ન ફરશે.

અબળા એજ સબળા. (૩૯)

મનહર.

હાર્યા દેવ રણધીર, અબળાના બળથકી,
નારીના નયને જન, ગુલામ ગણાય છે.
તપથી ચલિત થયા, [3]ગાધીસુત નારી થકી,
એવા યોગી યતિઓનાં, તપ ધૂળ થાય છે.
રાજ ગયું રાવણનું, શિવ હતા યતિ પણ;
ભામા થકા ભરમાયા, વેદમાં વંચાય છે.

---

૧. પદ્મ=કમળ. ૨. શૃંગ=શિખર. ૩. ગાધીસુત=વિશ્વામિત્ર.

કહે કવિ દાસ દીન, અબુધ જોઈતારામ;
અબળા સબળ કામ, કરતી જણાય છે.

વ્યસનો. (૪૦)

મનહર.

દુનિઆંમાં વ્યસનનું, જોર તો જુલમ કરે;
ખોટ નહિ વ્યસનની, કેટલાં હજુર છે.
બીડી હુકો ગાંજો વળી, દારૂને અફીણ ચાહ;
છીકણી, કોકીન પાન, સોપારી મશહુર છે.
જગતમાં જોઈ જુઓ, વ્યસનો વિવિધ વળી;
મસાલાની ભાંગે જન, પાને ચકચુર છે.
કહે કવિદાસ દીન, અબુધ જોઈતારામ;
વિદ્યાના વ્યસન થકી, સહુ જન દુર છે.

વાડે ગળ્યાં ચીભડાં. (૪૧)

મનહર.

ધર્મગુરૂ થઈ ફરે, આડંબર અતિ ઘણો;
દમામથી વાત કરી, બડાઇજ દાખશે.
ઉપદેશ દેતી વેળા, શાસ્ત્ર સહુ મુખ ભણે;
જેમ [1]પાક કડછીના, સ્વાદને પીછાણશે.
[2]પોથીના રીંગણસમ, ધારી ધર્મ કરે કર્મ;
પોતે સુખચેન માંહી, નજર જ રાખશે.

---

૧ દર્વી પાક રસો યથા ' કડછી પાકના રસને નથી જાણતી તેમ હાલના ધર્મ ગુરૂઓ પણ પોતે કહે છે શું ? અને કરે છે શું ! કહેવાનું પણ કરવાનું નહિ.

૨ આ દ્રષ્ટાંત સૌ કોઇ જાણતું હશે, માટે અત્રે મૂકવાની જરૂર નથી.

કહે કવિદાસ દીન, અબુધ જોઈતારામ;
વાડે ગળ્યાં ચીભડાં તો કોણ તેને રાખશે.

## લખ્યા લેખ ફરવાના નથી. (૪૨)

### મનહર.

હરિચંદ્ર સતવાદી, રાજન છે રણધીર;
ગયા છોડી રાજલેખ, ટાળ્યા નવ ટળશે.
ધ્રુવને પ્રલ્હાદ તણી, જુઓ હતી બાળવય;
ત્યારે કોણ જાણતું કે, ઇશ તેને મળશે.
પાંડવો તો વન ગયા, દારિદ્રથી દીન થયા;
નોતા ત્યારે જાણતા કે, રાજ પાછુ વળશે.
કહે કવિ દાસ દીન, અબુધ જોઈતારામ;
કરમના લખ્યા લેખ, કદિ નવ ફરશે.

## કોઇ નીચ ઉંચ નથી. (૪૩)

( રાગ—અનવર કાજીના ભજનનો. )

કીસીકુ નીચ કહેનાજી, જરૂરે પાપ લેનાજી, "ટેક."
ભલે નીચસે પ્રગટ હુવા પન, રઅરગમેં ગુણ ઉંચારે ભાઇ;
હીરા નીપજે ખાની મૈસેં, મધુવનમેં તાડ ઉંચા. કીસીકુ. ૧
દાનવ કુલમે ભયે ઉજાલા, પ્રગટે પ્રલ્હાદ બેટારે ભાઇ;
નીચ જાતકુ ઉંચ બનાઇ, અંતે નાથકુ ભેટા. કીસીકુ. ૨
એ રીતે રાવન કુલમે પણ, પ્રગટ હુવા વિભીષણરે ભાઇ;
નીચ ઉંચકા કહાં નિયમ હૈ, શબ્બી બરાબર હરિકે મન. કીસીકુ. ૩
રાહીદાસ પણ હો ગયે નીચમે, કબીરકા નહિ જોટારે ભાઇ;
ગણિકા શવરી કરમા સરવે, હરિ આગે ભેદ ખોટા. કીસીકુ. ૪
કહે જોઇતારામ સંતકુ, નીચ ઉંચ હૈ મન અપનારે ભાઇ;
હરિ કે મન હૈ સબ્બી બરાબર, સબ્બી બરાબર અપના. કીસીકુ. ૫

## કન્યા વિક્રય—(૪૪)

### સવૈયા.

[1]રજ હોહિ હુતી ચંડાલન એકહિ ખોપરિ મોંશ સુવાન ભર્યો હૈ,
કુંડ જલે સમશાન પકાવઇ કારન કે હિ છંટાવ કિયો હૈ.
જોઇતારામ પુછે જન કોઉ ભૂમીજગ્ન ક્યોંહિ સીંચાઇ રહ્યો હૈ;
ચાન્ડાલની નાર તબેઉવદિ તનયા બેચક ઇહિરાહ ગયો હૈ.

### સવૈયો. (૪૫)

—ભ્રમરાન્યોક્તિ—

એક જગે [2]સર પૂર્ણ જલે શુભ [3]પદ્મતણો નવ પાર હતો,
પદ્મ [4]પરાગ ચૂસે [5]અલિ એકજ અસ્ત થયો રવિ રક્ત થતો.
વજ્ર ભેદી અલિ જાય મરી નવભેદી [6]સરોજ કલિ શકતો;
જોઇતારામ જગે તુજ એકજ સ્નેહ પ્રભાવ થકી મરતો.

---

૧ ભાવાર્થ—એક રજસ્વાળા ચણ્ડાલન માણુસના માથાની ખોપરીમાં કૂતરાનું મોંસ ભરી ચમારના કુંડનું પાણી લઇ સ્મશાનમાં રાંધવા બેઠી, પણ કોઇ કારણને લીધે તેણે ભૂમિ પર પાણી છાંટી (ચોકો) કર્યા જેવું કર્યું છે. આ પ્રમાણે જોઇ એક માણુસે તેને આમ કરવાનું કારણ પૂછ્યું તો તેણે જણાવ્યું કે-છોકરીને વેચનાર પિતા નીજ પુત્રીનું વેચાણ દ્રવ્ય લઇ આ રસ્તે થઈ ગયો છે, જેથી આ જમીન અપવિત્ર થઈ છે. તેથી મેં તેને પાણી છાંટી પવિત્ર કરી છે. મતલબ કે-ઉપરોક્ત બધી અપવિત્ર ચીજોથી પણ કન્યાવિક્રયનું દ્રવ્ય વધારે અપવિત્ર છે.

૨ સર=સરોવર. ૩ પદ્મ=કમળ. ૪ પરાગ=ફુલનો રસ. ૫ અલિ=ભમરો. ૬ સરોજ=કમળ.

## શૃંગારિક કાવ્યો.

### અરે ક્યાં વાંસળી વાગી. (૪૬)

( છંદ. )

વાગી મધુરી વાંસળી, કરતી વિરહની વેદના,
નહિ બની ઘેલી ફરે વિહવળ થઇ ગોપાઙ્ગના.
તજીને સહોદર સર્વને સુણી નાદ વૃંદાવનમાં;
બ્હાનાં અનેરાં કાઢીને સૌ સુંદરી પળી વનમાં.

ગઝલ.

હ્રદયમાં કામને પ્રેરી, લીધો આ દેહને ઘેરી;
જખમ જીગરમાં કરનારી, અરે ક્યાં વાંસળી વાગી. ૧
મુનિંદ્રો ધ્યાનથી જાગ્યા, ઝપાટા બંસીના લાગ્યા;
ગીરિવર સુણુવા લાગ્યા, અરે ક્યાં વાંસળી વાગી. ૨
સરીતા નીર જો સ્થંભ્યાં, પશુ પંખી તરૂ જંપ્યાં.
અજાને કેસરી સંપ્યાં, અરે ક્યાં વાંસળી વાગી. ૩
અમે વ્યાકુળ વનિતાઓ, વ્હાલમની વાંસળી વાગી;
અમોને લ્હે પ્રભુ લાગી, અરે ક્યાં વાંસળી વાગી. ૪
વૃથા અવતાર અબળાનો, મળે ના જોગ મળવાનો;
ગયો ક્યાં કાંત કમળાનો, અરે ક્યાં વાંસળી વાગી. ૫
ઉગ્યાં જો હોત વન તરણો, પ્રભુજી મૂકતા ચરણો;
વિચરતાં હોત થઇ હરણો, અરે ક્યાં વાંસળી વાગી. ૬
થઈ જો હોત વન વેલી, અમી જ્યાં રે' સદા રેલી;
પ્રભુને પામતી પેલી, અરે ક્યાં વાંસળી વાગી. ૭

તરૂજો વાંસનાં હોતી, મધુરી વાંસળી થાતી;
અધર અમિ પ્રિતથી પીતિ, અરે ક્યાં વાંસળી વાગી. ૮
અરે બંસી, અરે બંસી, જીગર આ તેં દીધુ ડંસી;
મધુરી મોહની બંસી, અરે ક્યાં વાંસળી વાગી. ૯

## મારી મઢુલી. (૪૭)

ગઝલ.

હશે [1]હર્મ્યો ગગન ચુંબી, હશે [2]પ્રાસાદ ભવ્યજતો;
અરેરે હા! અરેરે હા!! મુને પ્યારી મઢુલી છે. ૧
હશે ખાતા અરે વાયુ, ચઢી [3]વાતાયને થીતો;
અરે એ લ્હેર દેનારી, મુને પ્યારી મઢુલી છે. ૨
ગણે જો દીન દુનીઆં તો, ગરજના તેહની છે તો;
મુને લેવા નથી દેવા, મુને પ્યારી મઢુલી છે. ૩
જીવન છે ગુજર્યાં જેમાં, વસીષ્ટ વ્યાસ જેવાનાં;
કહો મહેલો હતા તો ક્યાં, મુને પ્યારી મઢુલી છે. ૪
વસું હું ક્યાંય કોને શું ? કરૂં હું શુંય કોને શું ?
ભલા તુંને પડી શાને, મુને પ્યારી મઢુલી છે. ૫

## માશુકને[4]—(૪૮)

ગઝલ.

બનો ઘેલો ગુણે તારા, અયે ! માશુક ઓ મારી,
મીઠી બુલબુલ અયે પ્યારી, ગીતો ગુલજાર ગાનારી. ૧

---

૧ હર્મ્યો=હવેલીઓ. ૨ પ્રાસાદ=મહેલો. ૩ વાતાયન=બારી.
૪ આ કાવ્યનો તાત્પર્યાર્થ એવો છે કે માશુક એટલે પ્રભુ અને આશક એટલે ભક્તઃ પ્રથમની બે કડીઓમાં માશુક રૂપી પ્રભુના

ગુલાબી ગુલબદન એવું, ગુલાબી પાંખડી જેવું;
ભ્રમર નાબી રહ્યો ગુંજી, મ્હને ભાસે અરે તેવું. ૨
મધુર મૈના રહી ટહુકી, જીગર ઉદ્યાન મારામાં;
હવે તું ક્યાં જશે ઉડી, રહ્યો હું એમ તારામાં. ૩
અરે તુજ ઇશ્કની માળા, હૃદયમાં પળ પળે ફરતી;
નીધા કર રે પ્રિયા પ્યારી, દિવાનો હું બન્યો દરદી. ૪
ચઢાવી મેં શરાબોની, અનેરી આજ છે પ્યાલી;
પ્રિયા તુજ કાજ એ પીધી, દિવાનો હું બન્યો વ્હાલી. ૫
પ્રિયા તુજ દર્શ સુધાથી, દિવાનાને કરો ડાહ્યો;
ડુબું હું દુઃખ દરિઆવે, દિયો કર શર્ણ હું આવ્યો. ૬

—વર્ષાઋતુ—(૪૯)

—સવૈયા—

ઘોર ઘટા ઘનકી ચઢી આઈ દિખાઈ રહ્યો સબહી જગ ભીનો;
મોર કરે અતિ સોર બને સર ચાતક ધુન મચાય દીનો.

---

દીદારનું વર્ણન કર્યું છે. ત્રીજી કડીમાં–પ્રભુ પ્રત્યેની પોતાની શ્રદ્ધાની દઢતા દર્શાવે છે, ચોથી કડીમાં–ઇશ્ક=પ્રેમની માળા ફેરવ્યા કરૂં છું માટે આ દિવાના દરદી પર નિધા–નજર કર. પાંચમી કડીમાં–શરાબ-ભક્તિરસરૂપી શરાબની પ્યાલી ચઢાવી છે, અને હે પ્રભુ! હું તારા માટે દિવાનો બન્યો. સાતમી કડીમાં–માટે હે પ્રભુ! તારા દર્શનરૂપી અમૃતથી તારા આ ભક્તને ડાહ્યો કરો (મોક્ષ આપો) અને આ દુઃખમય ભવસાગરમાંથી હે પ્રભુ! આપના કર રૂપી આશરો આપ હું તારા શરણે આવ્યો છું.

આવા પ્રકારની ગઝલો ફારસીમાં ઘણી જોવામાં આવે છે.

ગર્જત ઘન દાદુર બવે ચમકે ચપલા અરૂમોદ મીનો,
કવિ દાસ કહે સુસમિર ઘરા તસ સીત સુવાસિત્ર આજ કીનો.

—વસંતઋતુ—(૫૦)

સવૈયા.

અહા ઋતુરાજ વસંત વિહાર અનંગથી વ્યગ્ર બન્યાં નરનારી,
કોકિલ આમ્ર સુ મોર સહીત લતાતરૂ વેષ્ટીત વ્હાલ કરી.
ફુલ પલાસ ખીલ્યાં વિધભાત સુવર્ણ જ કુંકુંમ કેસર બોળી;
જોઇતારામ ત્રીયા નર વિરહ ફાગણુ ફાગ ફુલ્યો થઇ હોળી.

ચંદ્રને.[1] (૫૧)

સવૈયા,

અહો નિશી ચંદ કલંક મુખે અરૂ ક્યાં ન લજાય અરે ક્ષીમ ભાગી;
વપુ ક્ષીણુ તુજ થતું હરદીન ચકોર જ વિરહી દાહજ લાગી.
દયા મુજ આવત ભાત ગ્રશે કદી રાહ થકી તું પળે ઝટ ભાગી;
હવે નભસે પ્રગટયો દીન જામ પ્રિયા મુખ ચંદ્ર જુગેજુગ જાગી.

---

૧ આ સવૈયાનો ભાવાર્થ એવો છે કે–હે રાત્રિના ચંદ ! હે ક્ષિનભાગી ! તારૂ મુખ કલંકિત હોવા છતાં કેમ લજાતો નથી, વળી ક્ષયરોગી, ચકોર અને વિરહીને દાહ લગાડનાર ચંદ્ર ! તારી મને દયા આવે છે જેથી કહું છું કે તું હવે ચાલ્યો જા, નહિ તો જો રાહુ આવશે તો તને ગ્રસી (ખાઇ) જશે અને પૃથ્વી ઉપર તો હવે તારા વિના નભશે, કારણ કે–મારી પ્રિયાનો મુખરૂપી ચંદ્ર રાત્રિ દિવસ જુગેજુગ જાગી રહ્યો છે (આ કાવ્યમાં આશકે પોતાની સ્ત્રીના મુખચંદ્રથી અંજાઇ ચંદ્રને ઉતારી પાડવાની ઉક્તિ છે. )

## રમણીય મુંઝવણ.[૨] (૫૨)

**મનહર છંદ.**

યોગીની દયાએ કરી, મધ્યનિશે મુક્યું નાવ;
અતિ રૂપવતિ મચ્છગંધાએ ઉતારવા.
યૌવનમાં પુર એવી, લલના કુમારીકાનું;
ઉઘાડું બદન યોગી, લાગીઆ નિહાળવા.
ચળ્યું ચિત્ત મુનિતણું, ચતુરાનું ચેન જોઇ;
હારીને હિંમત બેઠા, કામને વિહારવા.
કહે કહાલકર, અટકે કલમ ત્યાંથી;
મુંઝવણ ભારે થઇ શકું ન ઉચારવા.

**વૈરાગ્ય કાવ્ય.**

### ભજન—સચરાચર વિભુ. (૫૩)

ભાસ્યો મુજને ભૂધર તો ભરપુરરે,
જહાં ત્યાં હું તો હરી હરી જોવું રે હોજી. ટેક.

---

૨ આ મનહર છંદ "ગુજરાતી"ના દિવાળીના અંકના એક ચિત્ર "રમણીય મુઝવણ"ના ભાવ ઉપરથી ઉપસ્થિત થયેલો છે. જેથી તેનું મથાળુ પણ "રમણીય મુઝવણ" જ રાખ્યું છે.

છેલ્લી બે લીટીમાં "અટકે કલમ ત્યાંથી, મુઝવણ ભારે થઇ શકું ન ઉચારવા" એમાં એવો ભાવ રહેલો છે કે યોગીને તે વખતે ભારે મુઝવણ એ થઇ હતી કે એક તરફ સન્યસ્તનો ભંગ થાય છે અને એક તરફથી મુનિ કામથી ઘેરાઇ ગયા છે. આમાં બીજો ભાવ કવિની મુઝવણનો પણ છે. કારણ કે પછીની હકીકત વર્ણવવાના શબ્દો નહિ મળવાથી મુઝવણ થઇ પડી.

પ્રભુ નથી મંદિર પુર્યો, ખુદા મસજીદમારે,
દેવળમાં ન ભાસે ઇસુ દેવરે. જહાં. ૧
નહિ હરિ કિર્તન તાળે, નહિ નાચ ગાને રે,
આગે અલ્લાના કોઈ જાણે રે. જહાં. ૨
પ્રભુ ખુદા દેખો પ્યારા, વસ્યો ઘટ ઘટમાં રે,
કરી માયાનો પટ દૂર રે. જહાં. ૩
અણું પરમાણું હું તો, નિરંજન ન્યાળું રે,
ઇશ્વરમય અવનિ આજ ભાળું રે. જહાં. ૪
પશુ પક્ષી કેરા ઘટમાં, વળી તરૂ તનમાં રે,
રમતો ફરે તો છે એક રામ રે. જહાં. ૫
કહે દાસ જોઇતારામ, પ્રભુ વિના ક્યાંહિ રે,
હું તો નવ ભાળું ખાલી ઠામરે. જહાં. ૬

## ભજન–પ્રભુને વિનંતી. ( ૫૪ )

### રાગ ઉપરનો.

તારો વિભુજી, અકળકળા ઓ અવિનાશરે,
હવેથી હું તો હરિ ગુણ ગાવું રે હોજી. ટેક.
અખીલ ધરામાં વ્હાલા, તુંહિ એક ભાળું રે,
જળ થળ અવનિમાં તારો વાસરે— હવેથી. ૧
અલખ લખ લાગી લ્હેયો, હરિ તારા નામનીરે,
ભાગી ભ્રમણાઓ મારી આજરે— હવેથી. ૨
અગમ અગોચર પ્યારા, પ્રભુજી નિહાળું રે,
ઘટ ઘટમાં છે તારો વાસરે— હવેથી. ૩
સૃજી સૃષ્ટિ શાણા તેં તો, અરે એક રક્ષક તું છે,
વળી હરિ કરતો તું વિનાશરે— હવેથી. ૪

કોટી કંઇ કર્મો કુડાં કર્યા હશે નાથજીરે,
લેજો શરણમાં તારો દાસરે— હવેથી. ૫
કહે દાસ જોઈતારામ, પ્રભુજી પુકારૂંરે,
તુંહિ તુંહિ તુંહિ હરિ નામરે. હવેથી. ૬

## સંસારમાંનો અનુભવ (૫૫)

ગઝલ.

અખીલ વહેવાર આલમના, બજાવી યાર હું હાર્યો—
ફણીધર પાઇ પય પાળ્યો, હવે સંસાર ખારો છે;
અરે સુત નાર બંધવનાં, અનુભવમાં લીધાં સુખો;
નહિ રૂચે પુર્ણ દુઃખો—હવે સંસાર ખારો છે. ૧
થયો મસ્તાન માયામાં, કર્યો મેં મોહ કાયામાં;
વહ્યું જીવન ફસાયામાં—હવે સંસાર ખારો છે;
ભલા કંઇ ભોગ વિલાસો કરી કંઇ એશ આરામી;
મધુર ગુલઝાર જે છે તે,—હવે સંસાર ખારો છે. ૨
કર્યો વ્યભિચાર ને ચોરી, વદ્યો કંઇ કંઇ જૂઠી વાણી;
અનેરી મોજ મેં માણી,—હવે સંસાર ખારો છે;
નિરંજન નામનું તાળું, અરે આ મંદિરે માર્યું;
છુટે યમ પાસનું બારૂં,—હવે સંસાર ખારો છે. ૩

## —દુઃખમય સંસાર—(૫૬)

ગઝલ.

બધા સંસાર વહેવારો, બજાવી હાલ હું હાર્યો;
હવે લાગે અકારો આ, દુઃખી સંસાર ભાસે છે.

અરે એક [1]રાહ ના સૂઝયો, ગુમાવી જીંદગી સારી,
ન હાવ્યો આત્મની શોધે, દુ:ખી સંસાર ભાસે છે. ૧

ડગે ડગ દુઃખના ડુંગર, કંઇ આનંદ ના ભાળું,
જીગરમાં કલેશના કાંટા, દુઃખી સંસાર ભાસે છે. ૨

કદાપિ આત્મ શોધનમાં, અરે એકાંત સેવનમાં,
કરે કકળાટ ત્યાં નારી, દુઃખી સંસાર ભાસે છે. ૩

પુરૂં પરીવાર તે કરતો, તજાવે ધ્યાન મારગને,
ન પળ શાન્તિની એ કે, દુઃખી સંસાર ભાસે છે. ૪

અકારી જીંદગી લાગે, જુઠો મદ મોહ ના ભાગે,
જુઠી માયા નહિ ત્યાગે, દુઃખી સંસાર ભાસે છે. ૫

મ્હને બસ છોડ ? ઓ માયા, ખરા જીગર થકી વરણું,
જવા દે તું, પ્રભુ રસ્તે, દુઃખી સંસાર ભાસે છે. ૬

ગુરૂના ચર્ણની સેવા, મને લાગે મીઠા મેવા,
જગાવા દે જગત દેવા, દુઃખી સંસાર ભાસે છે. ૭

જુઠી સહુ મોહની માયા, જુઠી આ કાંચની કાયા,
અરે એ રક્ત માટીનાં, દુઃખી સંસાર ભાસે છે. ૮

ઇશારા નારી નયનોના, હૃદયમાં કારી ખંજર સા,
અકારા બાહ્યના ભાવો, દુઃખી સંસાર ભાસે છે. ૯

જીવન મારા પ્રભાકરપર, દુઃખોનાં વાદળો છાયાં,
વિખેરે તે વધુ થાએ, દુઃખી સંસાર ભાસે છે. ૧૦

---

૧ રાહ=રસ્તો.

## આત્મતત્વવિચાર. (૫૭)

### રાગ ભૈરવી.

આતમા તત્વ વિચારો વીર, ભાર તું ગંગોત્રી કરને શીર;
પલક એકમાં ફના થવાતી, આલમ આ ભરપુર.
કદળી સ્થંભ સમ આ જુવાની, તે મળી જાશે ધૂળ,
તુર સમ ઉડી જાશે રણધીર—આતમા. ૧

કાશી જા તું જા કેદારે, વળી નહા નિર્મળ ગંગ;
થઈ વક્તા તું અખીલ જગતમાં કદી જમાવે જંગ,
રંગ તે નવ રહેવાનો ચીર.—આતમા. ૨

ઘર ઘર ફરતો વિભુ દર્શનમાં, જ્યાં ત્યાં કરતો ધ્યાન;
અંતર આત્મારામ તજીને, ફરે બની ગુલતાન,
ભાન વિણ અરે બન્યો અધીર.—આતમા. ૩

જોઇતારામ દીન દાસ ભણે હા, ! અણુ અણુ આત્મારામ,
ભુત માત્રમાં વસી રહ્યો તું, હે પ્રભુ જગ અભિરામ,
નામ તુજ તારે ભવનિધિ નીર.—આતમા. ૪

## મનુષ્ય દેહની સાર્થકતા. (૫૮)

### ઉપરનો રાગ.

હરદમ હરિ ભજોને ભાઇ, તેરા જન્મ અકારજ જાય;
પૂર્વ જન્મના પરમ પ્રભાવે, મળ્યો મનુષ્ય અવતાર,
અવસર આવ્યો જો ચૂકયો તો, છે નહિ ફરી મળનાર;
ધાર તું સમય ઘણો સુખદાયી.—હરદમ—૧

કમળ કુસુમે અલી ભરાયો, તું ભવજળમાં તેમ,

જાગ જાગ ઓ ક્ષણિક મુસાફર, તજ નારી સુત હેમ,
જેમ છે પંકજ વારી સગાઈ—હરદમ—૨

સંસાર અરણવ તું તરવાને, કર સાધન તૈયાર;
કામ ક્રોધ જે ગ્રાહ[1] સકળતે, ગ્રાસ કરે નિરધાર,
વા'રે જ્યાં કોઇ નવ આવે ધાઈ—હરદમ—૩

જોઇતારામ દીન દાસ ભણે હા મુરખ મમતા મેલ;
તારૂં મ્હારૂં તે મિથ્યા છે, મિથ્યા વાડી મહેલ;
ખેલ આ ખોટો જગનો ભાઈ—હરદમ—૪

## સર્વ શાસ્ત્રનો સાર (૫૯)

રાગ ઉપરનો.

કીધો મેં તત્વ તણો વિચાર, લીધો કંઈ શાસ્ત્ર ઘણાનો સાર;
નહિ હિંદુ હું નહિ મુસલમીન, નહિ વૈશ્નવ આચાર;
અખીલ ધરામાં હું છું ફરતો, નહિ હું બન્ધન કાર,—
જાળ સમ જાણું જગ વહેવાર, કીધો મેં. ૧

ઘડી માયામાં લુબ્ધ બનેલો, ઘડી માયાથી દૂર;
ઘડી ગાંડો હું ઘેલો ફરતો, પણ આનંદ ભરપુર,
ધૂળ પર લીંપણ સમો સંસાર.—કીધો મેં. ૨

કોઇ ખુદાને, કોઇ ઈશુને, કોઈ કોઈ ભજતા રામ,
હું નિરંજન નામ ઉચારૂં, દાસ હું "જોઈતારામ"—
ધામ તે ખરે અજબ અપાર— કીધો મેં. ૩

## પ્રણવ મહિમા (૬૦)

રાગ માઢ.

તમે બોલો પ્યારા, બોલો પ્યારા, ઓમ્ નિરંજન નામ,
શ્વાસે શ્વાસે ઉચારો, તત્વ વિચારો, ઓમ્ નિરંજન નામ;

---

૧ ગ્રાહ=મગર.

ઓમ્ નિરંજન નામ સદા તું, રટણુ કર દીન જામ,
દુઃખ તિમિર તો દૂર થઇને, થાશે અરે અભિરામ×...રે-તમે. ૧
જોરે ભવન આ ગાઢ તિમિરથી, બન્યું અરે નિર્માલ્ય;
ઓમ્ પ્રભાકર દીપકને તો પ્રગટ કર તું હાલ...રે-તમે. ૨
એ છે શબ્દ અગોચર સુંદર, ધરે મુનિજન ધ્યાન,
સર્વ સદા સુખદાયક દાતા, +શ્રુતિ કરે જેનું ગાન...રે—તમે. ૩
ઓમ્ અમીરસ સુંદર સિંધુમાં, રમે છે જોઇતારામ;
દાસ તણી ઉર ધારો અરજ આ, લોપે નહિ મોહ કામરે,
તમે બોલો પ્યારા બોલો પ્યારા. ૪

## આત્મસિંધુ તરફ ગમન. ( ૬૧ )

( રાગ—શું કહું કથની મારી રાજ. )

આત્મ[૧] સિંધુ પ્રતિ ધાવો આ...જ આત્મ સિંધુ પ્રતિ ધાવો.
પ્રીતે અમૃત વારિ[૨] ના'વો આ...જ આત્મ સિંધુ પ્રતિ ધાવો.
અગાધ જળ એ અરણુવ ઉંડાં, પ્રીતે કરો પર વેશ,
પ્રેમે પરમાનંદ પામો પ્રીતેથી, દિવ્ય થાશે તમ વેશ- આજ. ૧
કર્મ કૂપે ઓ પડયો સડયો તું છે, માનવ જાણુ આ દાવ,
ભાગ્ય રવિ તુજ રહ્યો છુપાઇ, પ્રગટ કરી લે લ્હાવ- આજ. ૨
[૩]આત્મસિંધુના પરમ તરંગે, મુકતાપુલિન વેરાતાં,
થઇ પરમહંસ ભોગી સરત્નો, માન પરમાનંદ થાતાં- આજ. ૩

---

× અભીરામ=કલ્યાણુ. + શ્રુતિ=વેદો.

૧. આત્મસિંધુ=આત્મજ્ઞાનરૂપી સિંધુ. ૨. વારિ=પાણી. ૩. આત્મજ્ઞાનરૂપી સિંધુના પ્રચંડ મોજાંરૂપી શાસ્ત્રો (વેદ, પુરાણુ વગેરે) થકી જ્ઞાનની સીમારૂપ કિનારા એ અમુલ્ય વાકય ( **अहंब्रह्मास्मि तत्त्वमसि, अयमात्माब्रह्म, प्रज्ञानंब्रह्म** વગેરે ) રૂપી. મુકતાઓ

## ઓ માનવહંસ ચેત ! ( ૬૨ )

રાગ—પ્રભાત.

અવનવા હંસલા, આરા મુક્તાતણી, આવીઆ તીર તો ધીર ધઈને,
ભ્રમિત તે તો થયા, શંખ મુક્તા ગણી, ચંચુ મારી અને મૂકે લઈને.
જાળ લઈ આવીયો, માછી જુગતે કરી, પાથરી જળ વિષે હંસ ઉપરે,
કોઈ વીર ઉડીઆ,[1] કોઇ મથતા રહ્યા,[2] કોઇ તો સ્થિર[3] થયા જાણી લ્હેરે.
જાણુ જુગતે કરી, જન્તને જાળ છે, ભાળ તેની ભલી આપું ભાઈ,
જન્મ સહુ જાય છે, મિથ્યા વલખાં કરે, અંતમાં એકલા જાવું ભાઈ.
જીવ તેં તો અરે, ભૂલ ભારે કરી, ઘઉં તણી ઘેંશ[4] તુ ભાવે જમીઓ,
જોઈતારામ તો, શીખ સંતો તણી, ધારીને જગ વિષે બાળ રમીઓ.

## જ્ઞાન રવિનો ઉદય. ( ૬૩ )

રાગ—પ્રભાત.

જાગને જીવડા, ભોર ભાવે થયું, નિશા તો વહી ગઈ શ્યામ રંગી,
નભ નિરમળ થયું, અસ્ત સહુ તારલા, તેજહીન તે થયા સાથ સંગી.
નિશાચર ડર ગયો, રક્ત ઉદયાચળ થયો, નિંદ તું છોડને બંધુ મારા,
ચિત્તમાં ચેતી લે, કર્મપર ધ્યાન દે, માનવી જન્મ છે સત્ય આરા.

---

સારરૂપે નીકળી આવે તે હે જીવ ! પરમહંસ ( પાંચમો આશ્રમ અને જ્ઞાનની છેલ્લી અવસ્થાવાળો દ્વંદ્વાતિતથી રહીત એવો ) થઈ વાક્યોરૂપી મુક્તાફળનો ભોગી થા, અને તેનીજ આનંદ માન. ૧. મુક્ત જીવો. ૨. મુમુક્ષુ જીવો. ૩. બં[illegible] ( સંસારમાં રચ્યો પચ્યો રહેનાર. ) ૪. અમુલ્ય મનુષ્ય દેહ, [illegible]ની [illegible] રાઈ જવાથી ધાર્યા કરતાં ઉલટું પરીણામ લાવી બેઠો.

સ્મરણ કર ઈશનું, ધ્યાન જુગદીશનું, તાન ત્રિકમ થકી રાખ ભાઈ,
ભક્તિ ભાવે કરી, ભ્રાતૃભાવે ભરી, નિધિ ભાવે તરી ચાલ ભાઈ.
દુષ્ટ બુદ્ધિ તજી, ઇશ ભાવે ભજી, સદ્‌ગુણો શુભ સજી જગ્ત વિચરો.
જોઈતારામ તો, અલ્પ મતિ આચરે, વેગ તો તુંજ તણો પાઠ ધીરો.

## પ્રભુ નામની ખેતી. ( ૬૪ )

રાગ કાફી.

પ્રભુ તુને રાચુ રે, દાસ ભણી જોને જરી,
બાનું તુજ સાચું રે વર્ણવું શું મુખે કરી— ટેક.
આ તનરૂપી ખેતર બનાવ્યું, તેમાં કરશું ખેતી,
મનરૂપી માંહી હળ મૂકીને, વાણી ગંગા વહેતી,
દીનાનાથ આવોરે, દીનના બેલી મેહેર કરી. પ્રભુ૦ ૧
બુદ્ધિવડેથી હળ ખેડીશું, પાક ઘણેરો પાકે,
રામનામનો પાકજ પાકે, ખાનારાઓ થાકે,
પ્રભુ તને રાખું રે, મારા ઘટે ઘર કરી. પ્રભુ૦ ૨
ભક્તિ તણા નાવે બેસીને, રમશું રૂડી રીતે,
દીન દાસની વિનંતિ વ્હાલા, ઉતારોને તમે ચિત્તે,
જોઈતારામ કહે છે રે, મુને લેજો તારી હરિ. પ્રભુ૦ ૩

## મનને શિખામણ. ( ૬૫ )

રાગ ઉપરનો.

મનવા તુને વારૂરે, વીસ તું તો ક્યારે જતો,
નથી કંઈ તારૂંરે, શાને જગે ન્યારો થતો;—ટેક.
તુજ બેસને કાયા ગાડી, ક્યાં સુધી લઇ જાશો,

સીધે મારગ સંચરો નહીં તો, ભવ ફેરા ક્યાં ખાશો,
છતી આંખે કૂપેરે, પડી શાને અંધ થતો. મનવા. ૧

કરે મુસાફરી ભવ રણુ કેરી, વન ઉપવનની માંહી,
અઘોર વન ત્યાં એવું આવ્યું, દીઠી મળે નહિ છાંય,
શાને શોચ કરોરે શીતળ છાયા ક્યાંરે ગોતો. મનવા. ૨
બહુ ગોત્યું બહુ ખોળી જોયું, ત્યારે હેઠો બેઠો,
વિના પ્રયાસે છાયા દીઠી, તાપ સકલ ત્યાં નાઠો.
કલ્પવૃક્ષ[૧] મળીયુંરે, જોઈ જોઇ મગન થતો. મનવા. ૩
કલ્પવૃક્ષ ત્યાં કહેવા લાગ્યું, મન મુસાફર સુણજો,
[૨]બે રસ્તા તો અહીંથી આવે, કેવે રસ્તે તમે પળશો,
સુણોને મુસાફરરે, કહું મારગ શુભ હતો. મનવા. ૪
[૩]આ રસ્તે જો ચાલશો તો શુભ સ્થાને જઈ ચડશો,
પુરૂષ બેને સ્ત્રી એક સાથે ષડ રીપુ સંગ લડશો,
અંતે તમો જીતોરે, તરસો સાગર જેરે વહેતો. મનવા. ૫
બીજે રસ્તે જો તમે જાઓ, ષડ મિત્રો તમે સાથે,
આદી આદી સુખ દેખાડી, પાછળ પડશે બાથે,
દુઃખ બહુ પડશેરે, જળચર પ્રાણી ભોગ થતો. મનવા. ૬

---

૧. કલ્પવૃક્ષ=સદ્‌ગુરૂરૂપી. ૨. (૧) નિવૃત્તિ, (૨) પ્રવૃત્તિ. ૩. નિવૃત્તિને રસ્તે સદાચાર અને સત્સંગ એ બે પુરૂષ અને ભક્તિ એ સ્ત્રી એ ત્રણે સાથે રહેશે અને કામ ક્રોધાદિ છ શત્રુઓ સાથે લડવું પડશે. બીજા પ્રવૃત્તિને રસ્તે કામ ક્રોધાદિ છએ મિત્રો થઈ રહે છે. અને શરૂઆતમાં સુખ બનાવી પાછળથી એજ નાશનું કારણ થઈ પડશે.

માટે મન ચાલો શુભ રસ્તે, ખેપ લાવશો સારી,
નામ તમારૂં અવિચળ રહેશે, ઉઘડે સુખ તણી બારી,
કહે છે જોઈતારામરે કુડા પંથે નારે જતો. મનવા. ૭

## આ દેહની માટી નકામી છે. ( ૬૬ )

રાગ મીરાંબાઈના ભજનનો.

શુંરે કરવું છે વીરા શુંરે કરવું છે રે,
અલમસ્ત બનીને તારે, શુંરે કરવું છે રે. ટેક.
સીડી મોક્ષ કેરી ચઢવા કામ નહિ આવેરે,
મિથ્યા માટીના ભારે જગે ફરવું છે રે. અલમસ્ત. ૧
વૈદ્ય હકીમ બથાં ભરી ભરી થાકયારે,
બળને બુદ્ધિમાં સૌથી તારે ચઢવું છે રે. અલમસ્ત. ૨
સંત સહવાસ પ્યારા, લાગે અકારોરે,
નારી, વ્યભિચારી સાથે તારે ફરવું છે રે. અલમસ્ત. ૩
આત્મબળ પારસ તે તો પ્રીતે ગુમાવ્યો રે,
બાહુબળ પ્રીયકર ધારી, તારે ધરવું છે રે. અલમસ્ત. ૪
અરણુવ સંસારમાંથી, નથી નીકળવું રે,
મિથ્યા માયાની જાળે ડુબી મરવું છે રે. અલમસ્ત. ૫
કહે દાસ જોઈતારામ સુણો સંત સમજુ શાણા;
જશે પડી કંચન કાયા, સત્તારે છે મરવું રે. અલમસ્ત. ૬

## ભકિતરસ સુધાપાન. ( ૬૭ )

રાગ ઉપરનો.

મારે કરવું છે શાણા, મારે કરવું છે રે,
ભકિતરસ સુધાપાન મારે કરવું છે રે. ટેક.

સંસાર સંબંધ સર્વે લાગે અકારો રે,
ધ્યાન ધણીનું હેતે મારે ધરવું છે રે. ભક્તિ રસ. ૧
સંસાર અમૃત જળ પીતાં, લાગે નઠારાં રે,
ભક્તિ રસ વીખડાં પીને, મારે મરવું છે રે. ભક્તિ રસ. ૨
ડાહ્યા શાણા પંચાતી, મારે નથી થાવું રે,
ભક્તિ રસ પીને ગાંડા થઇ ફરવું છે રે. ભક્તિ રસ. ૩
ભવ નિધિ ભારી આ છે, ડુબી નથી મરવું રે,
ભક્તિ નાવે બેસીને મારે તરવું છે રે. ભક્તિ રસ. ૪
નહિ સંન્યાસી યોગી નહિ બ્રહ્મચારી રે,
નથી થવું બાવો મારે, ભવે રમવું છે રે. ભક્તિ રસ. ૫
કહે દાસ જોઇતારામ ભવ દુઃખ ભંજન ભારે,
શરણ ભક્તિનું ભાવે મારે ધરવું છે રે. ભક્તિ રસ. ૬

## કાયાના સૃજનારની શોધ. (૬૮)

વારી જાઉંરે સાવરીઆ તોપે એ રાગ.

ન્યારો ન્યારો છે આ કાયાનો સૃજનાર તો રે,

જોગી ભોગી ભરમે ભુલ્યા, મિથ્યાવાદે દીન બહુ ડુલ્યા;
પણ ખુલ્યો નહિ અંતરનો અંધકાર તો રે. ન્યારો ન્યારો. ૧
પુરાણ પોથી કુરાન કલમા, દેખ્યા પણ નહિ આવ્યો દલમાં;
પણ એ ન્યારો રહે છે જગ કરતારતો રે. ન્યારો ન્યારો. ૨
હર હર કરતાં બ્રાહ્મણ થાક્યા, રોજા મુસલમાને રાખ્યા;
પાદરીઓ તો માને ઇસુ અવતારતો રે. ન્યારો ન્યારો. ૩
કહે જોઈતારામ જગતને, જડશે તે કોઇ વીર ભગતને;
બીજા જનને આંખ છતે અંધકારતો રે. ન્યારો ન્યારો. ૪

## નિજાત્માને ઓળખ. (૬૯)

### રાગ ઉપરનો.

પ્રીત ધરીઓ મનવા મારા, આતમને પિછાણુને રે...
ખરો ખેલ નહિ છે આ ખોટો, પાણીમાં જેવો પરપોટો;
અંતર ચક્ષુ ખોલીને તું જાણુને રે... પ્રીત ધરી. ૧
સર્પજ દોરીતો જ્યમ ભાસે, પણ જોયું જો જઇને પાસે;
આ કાયા તું તેની તો પરમાણુને રે... પ્રીત ધરી. ૨
મારો મારો પણ નહિ તારો, આખર માટીમાં મળનારો;
ત્યારે તું શું લેવાનો છે લહાણુને રે... પ્રીત ધરી. ૩
કહે જોઇતારામ સદા તું, ધ્યાન જ ધરને હરી ચરણોનું;
કરતો ના તું વિવાહની મોંકાણુને રે... પ્રીત ધરી. ૪

## મનને ઉપદેશ. (૭૦)

### હરિનો મારગ છે શુરાનો એ રાગ.

મનવા તું તો હરિ સ્મરણમાં, રહેને નિશદિન રંગે જોને;
હરિ સ્મરણથી સુખજ થાશે, રહેજે સંતની સંગે જોને. ૧
ક્યાં તું જાએ ઓ મન મારા, નથી તારે ફરવાનું જોને;
જગમાં આવી મોટું કૃત્ય તો છે તારે કરવાનું જોને. ૨
શુભ સ્થાને જઈ બેસી મનવા, શુભ કરમો આચરને જોને;
સદ્‌ગુરૂ ચરણે સ્થાને જઇને, ધ્યાન હરિનું ધરને જોને. ૩
સુંદર ભોગી મન ભમરા તું, ગુરૂ ચરણે લપટાને જોને;
કહે જોઇતારામ ગુરૂ પ્રતાપે, હરિ તણા ગુણ ગાને જોને. ૪

## સંસાર જુઠો છે. (૭૧)

### રાગ બનજારો.

કોઈ તત્વ વિચારો પ્યારા, સબ જુઠા હે સંસારા;—ટેક.
નહિ ગુરૂ ગમકી ગત જાની, બૈઠા હે હોકાર આની રે.
તુમ કયું પામો નિસ્તારા કોઈ, તત્વ વિચારો પ્યારા. ૧
મન કર્મ વચનને કાયા, તેમાં હૈ દુઃખ સમાયા રે;
કરો સફલ દેહ તુમારા—કોઇ તત્વ વિચારો પ્યારા. ૨
માયા હૈ જગકી ભારી, લાગે તે છુટતાં અકારી રે;
નહિ કોઇ છોડાવન હારા, કોઈ તત્વ વિચારો પ્યારા. ૩
જગજાળ વિષે લપટાણો, નવ છુટે કમી તે જાણો રે;
તું ખોજી લે સદ્દગુરૂ સારા...કોઇ તત્વવિચારો પ્યારા. ૪
જાણી શુભ યહ સંસારા, કરીઆ હૈ પાઉ પેસારા રે;
સબ જુઠા હે પંપારા, કોઇ તત્વ વિચારો પ્યારા. ૫
ખોજી અંતર આત્મારામ, કહે દીન જોઇતારામ રે.
નિધિ ઘોર તરો સંસારા, કોઇ તત્વ વિચારો પ્યારા. ૬

## સદ્દગુરૂ પરિક્ષા. (૭૨)

### રાગ—સંતો સત બતલાના રે.

ગુરૂ મોરે એસા ચાહીએ જી, નિરંજન નામ પાઇએ જી—ટેક.
એક.ગુરૂ તો [૧]ભ્રમરી જેસા, કીટ રૂપ બદલાવે રે ભાઈ,
નિજ સંગતથી કરે ની ' સમ, ફરી કીટમાં ન આવે. ગુરૂ. ૧

---

૧ આ ભજનમાં (૧) ભમરી. (૨) વીંછી. (૩) તરૂવર. (૪) પ્રજાપત ( કુંભાર ) એ ચારના ગુણોથી ગુરૂ વિભુષીત હોવા જોઇએ. એજ આ ભજનનો તાત્પર્યાર્થ છે.

એક ગુરૂતો બિછુ સરખા, ઘડિ ઘડિ ડંખ લગાવે રે ભાઇ;
બચન ડંખ તો ઐસા મારે રેન ભવે જગાવે. ગુરૂ. ૨

એક ગુરૂ તો તરૂવર જૈસા, સબકુ છાય મીલેગી રે ભાઇ;
તન તાપ તો ગુરૂ નસાવે, સુખ પાવેગા પંથી. ગુરૂ. ૩

એક ગુરૂ પ્રજાપત જૈસા, ઘડી ઘડી ઘાટ બનાવે રે ભાઇ;
ટપટપ ટપલા મારે વચનના, ગ્નાન જ્વરે તપાવે. ગુરૂ. ૪

કહે જોઇતારામ સંતકું, હરિ ગુરૂ હૈ પ્યારા રે ભાઇ;
સબ લક્ષન હૈ એ ગુરૂમે, સબકુ સરજન હારા. ગુરૂ. ૫

## સદ્‌ગુરૂને પ્રશ્ન. (૭૩)

### રાગ ઉપરનો.

ગુરૂ મોરે આન બતાનાજી, અગમકા ભેદ પાનાજી; "ટેક."

એક તુરંગમેં એક [૨]ચોરકું, ડાર્યા પણ નહિ દેખ્યારે ભાઇ;
આવત જાવત કોઇ નવ પકરે, સો બતાદો લેખા. ગુરૂ. ૧

પાંચ [૩]ચોર તો બસે નગરમેં, સબ ધનકુ લુંટ ખાયારે ભાઇ;
જોગી ભોગી સુર નર થાક્યા, કોઇસે ભેદ ન પાયા. ગુરૂ. ૨

બ્હોળા જળમેં છોટી [૪]નૌકા, ફીર ફીર કે તે થાકી રે ભાઇ;
મારી હલેસાં થાક્યા નાવિક, તોબી બુડન લાગી. ગુરૂ. ૩

અજબ [૫]બંગલા મૈને દેખા, માંહી જાળી ઓર બાળી રે ભાઇ;
અંધા [૬]નર માંહી પડા રહા હૈ, કૈસે નીકસે બ્હારી. ગુરૂ. ૪

---

૨ જીવ, ૩ કામ, ક્રોધ, લોભ, મોહ, મદ. ૪ દેહરૂપી નૌકા સંસાર સમુદ્રમાં ફરી ફરી થાકી ગઇ. ૫ દેહરૂપી બંગલો. ૬ જીવ.

કહે જોધતારામ સંતકુ, સતગુરૂ જ્ઞાન પ્રકાશે રે ભાઇ;
અગમ નીગમકા ભેદ પાયેગા, તન તાપ સબ જાસે. ગુરૂ. ૫

## સદ્‌ગુરૂનો આશરો. (૭૪)

રાગ—ઉપરનો.

ગુરૂ હમ તાર લેના જી, અવિદ્યા માર દેનાજી, "ટેક."

હાડ ચામ ને લોહ સબીતે, કાષ્ટતણા હૈ ભારારે ભાઇ;
આત્મારામ હૈ ઉનો માલિક, પંચ શત્રુ હૈ ન્યારા. ગુરૂ. ૧
વિષય આગકુ પ્રગટ કીની, જર જર આગ જાલેગી રે ભાઇ;
જ્ઞાન જળાવણુ કાયા હુમેરી, કૌન આશરા લેગી. ગુરૂ. ૨
અજબ બગીચા દેખ પુલનકા, કુરંગ એક ત્યાં આયા રે ભાઇ;
જર જોરૂકી જગ્ત જાળમાં, ખુશી હો લપટાયા, ગુરૂ. ૩
હો કે બાજીગર આયા ખેલન કુ, માલ ધન ખુબ ખાવા રે ભાઇ;
શત્રુ મુજને મિલ્યા નઠારા, લૂંટી લીધા બાવા. ગુરૂ. ૪
કહે જોધતારામ સંતકુ, સદ્‌ગુરૂ સ્હાય કરીંગે રે ભાઇ;
હરિ ગુરૂ હૈ પ્યારો હુમારો, અર્જ ધ્યાન ધરીંગે. ગુરૂ. ૫

## સદ્‌ગુરૂની શોધ. (૭૫)

રાગ—ઉપરનો.

ગુરૂ હમ કોન ચેરાજી, ગુરૂજી કોન મેરાજી. "ટેક."
કંઠી બાધિ સો ગુરૂજી, હું નવ માનું અપાના રે ભાઇ;
અગમ પંથકુ નહિ બતાવે, કહો કિસકા ખપના. ગુરૂ હમ. ૧
કહે ગુરૂજી તિલક કરકે, માગો ભિક્ષા ઘર ઘર રે ભાઇ;
એસા તેસા કુછ નવ જાનું, બોલો મુખસે હર હર હર. ગુરૂ. ૨

ભભુત લગાકે અલખ જગાવે, સૌ ગુરૂ નહિ માનું રે ભાઇ;
રામનામકુ રટત નિશદિન, જાણી અપનું [1]ભાણું. ગુરૂ હમ. ૩
સબ જગતમાં ફીર ફીર થાકયા, સદ્‌ગુરૂ હાથ ન ચઢીઆરે ભાઇ;
હોકે બાવરા મેં ફીરત હું, નગુરા લેખ કયાં ઘડીઆ. ગુરૂ હમ. ૪
કહે જોઇતારામ સંતકુ, ધ્યાન-ગુરૂ હૈ અપના રે ભાઇ;
જીવ સદા હૈ ઉનકા ચેરા, અવર નહિ હે ખપના. ગુરૂ હમ. ૫

## જરૂર મરવાનું છે. (૭૬)

( રાગ—અનવર કાજીના ભજનનો )

સંતો મરણુ જરૂરી હૈ, જીવેકી આશ થોરી હૈ. ટેક
કરલે બંદા સદ્‌ગુરૂ સેવા, કરલે સુખ સવાઇરે ભાઈ,
એક દિવસ તો ઐસા આવે, ચલત હોત હવાઇ—સંતો. ૧
નહિ બંદાઓ આલમ તેરી, નહિ હૈ સુતયા નારીરે ભાઇ.
નહિ તેરા હૈ માલ ખજાના, નહિ બચાવન હારી—સંતો. ૨
પુરાન પોથી માલા મનકા, પઢતાં કાલ ગમાયોરે ભાઇ,
ઓમ્ નિરંજન આતમ તત્વે, પાર કભી ના પાયો.—સંતો ૩
ગગન ચુંબી ભવન બનાએ, શેજ પલંગ સુખદાઇરે ભાઈ,
કાળ અચાનક જાન પડેના, ચલત લેત ઉઠાઇ. સંતો. ૪
કહે જોઇતારામ જગતમેં, સાર સાર છીન લેનારે ભાઈ;
અલખ નિરંજન નામ હરિકા, હરદમ મુખસે લેના. સંતો. ૫

---

૧ પોતાને રળી ખાવાનું સાધન છે એમ ધારી પ્રભુભજન કરનારા.

## પંચમહાભૂત અને જીવ. (૭૭)

રાગ—ઉપરનો.

નહિ એ હાટ તેરાજી, જરૂરે હૈ હુમેરાજી, "ટેક."
પાંચ ભાગીએ મીલકે બાંધે, હાટ એક આ સ્થળમાં રે ભાઈ;
મેડી અટાળી બારી જાળી, ખરે તે હો ગઈ પળમાં. નહિ. ૧
સભી ભાગીએ મીલકે મૂકે, આત્મારામકુ મેતારે ભાઈ,
ધર્મ ત્રાજવે કરો બીકરા, ખરે ખોટ ના લેતા. નહિ. ૨
પાંચ પચીસ એમ વરસ વીતાયા, લોભ મોહ લપાટાયારે ભાઈ;
ખોટ નફા નહિ દેત શેઠકુ, બનકે બેઠે રાયા. નહિ. ૩
પાંચ શેઠીએ આકે બોલે, છોડો ધામ હુમેરા રે ભાઈ,
કહે આત્મારામ શેઠકુ કયા લગત હે તેરા. નહિ. ૪
કહે જોઈતારામ સંતકુ, હાટ શેઠ લઈ જાવેરે ભાઈ,
આત્મારામ કુ પકર નીકારે, કહો કોનકા હ્વાવે. નહિ. ૫

## કરોળીઓ. (૭૮)

ગઝલ.

અરે એકાંત બેસી હું, જીવન વિચાર કરતો તો,
અચાનક એક ત્યાં જોયો, કરોળી જાળ કરતો તો; ૧
પ્રસારી જાળને બેઠો, નિરાંતે ધ્યાન રાખીને,
અતુરતે ચેતતો રહેતો, ચપળ તે ચિત્ત રાખીને. ૨
ભરાયુ એક ત્યાં જંતુ, તહાં હાલ્યા બધા તંતુ,
પડી ગમ ને સર્યો ત્યાંથી, લીધુ પંજામાં તે જંતુ; ૩
ચરણુપર ફેરવે જેવું, ગ્રહે જેમ માત શીશુને,
પડયું તેમ કાળને ખોળે, અરેરે તે મરી ચુને. ૪

થયું ક્ષીણ, મન ત્યાં મારૂ, અરેરે આ બધુ તેવું,
ઘડીવત્ દેહને માયા, જીવન છે સ્વપ્નના જેવું; ૫
મહા કાળે પ્રસારી છે, અરે આ જાળ માયાની,
ફસાઇ જંતુ જીવ કરતા, ખુવારી હાય કાયાની. ૬
અરે લાગે મીઠી માયા, બન્યા મોહે બધા અંધા,
પડી જાશે અરે કાયા, પડયા રહેશે બધા ધંધા. ૭

(કથા કાવ્ય) સંન્યાસી[1] (૭૯)

શિખરિણી વૃત.

રહી બુરા યોગે, અફલ[2] મહિ[3] પરજન્ય[4] વિણુ તો
ખૂટયા ધાન્યાગારો,[5] દુઃખીજ દુષ્કાળે કૃષિક તો;
સૂકી ભાસે સૃષ્ટિ, સર [6]સરિત સૂકાં સહુ દીસે,
પશુ પક્ષી સૌને, કણુ તૃણુ વિના કષ્ટ અતિશે. ૧
ઘણા કેરા લેવા, કર નૃપ અરે થઇ દુરમતિ,
દુઃખી છે દુષ્કાળે, વળી કરે કૃષિકની અધોગતિ;
નૃપે નિમંત્રીને, કૃષિક સકળ જુથ કરીઆ,
નીજાર્થે ના વાહે, નૃપ કૃષિક દે દુઃખ હરીઆ. ૨

અનુષ્ટુપ.

કૃષિકારો સહુ જુથે, રવિ નીચે સ્થિર કર્યા,

---

૧ આ કાવ્ય ચંદ્રકાન્ત ભા. ૧ લાના એક ગદ્ય લેખ ઉપરથી લખવામાં આવ્યું છે.

૨ અફળ=ફળ વિનાની પડતર. ૩ મહિ=પૃથ્વી. ૪ પરજન્ય=વરસાદ. ૫ ધાન્યાગાર=અનાજના ભંડાર. ૬ સરસરિત=સરોવર ને નદીઓ.

અતિ તાતી[1] બળે રેતી, સહે છે તે દુઃખ ભર્યાં; ૩
વળી નીચાં કરી શીરો, ગર્દને ભાર છે મૂકયો,
કૃષિકારો કહે છે કે, ઈશ અંતજ ક્યાં ચૂકયો. ૪

ગીતિ.

કૌતુક એક હતું ત્યાં, નિહાળી નજરે સહુ સભા હરખી
અંન્યાસી ખેડુતને, શીક્ષા પાત્રજ ચકિત થયા નીરખી. ૫

અનુષ્ટુપ.

એવામાં યોગીને આવ્યું, હાસ્ય અંતર ભાવનું,
ગર્દનેથી પડી શીલા, ભુલ્યા ભાન સ્વભાવનું. ૬

વસંતતિલકા

રે રે મહાન નર તું ભુલી ભાન ભાવે,
કષ્ટે તજી કરૂણુતા[2] કેમ હાસ્ય આવે–
રે યોગી ભોગી કષ્ટે તુજ કાળ કયાંથી,
વૃતાંત અંત સુધી કે મુને [3]આદિ જયાંથી. ૭

ચોપાઇ

જેમ યોગીને પૂછે રાય, તેમ [4]સ્મિત ધારા વહેતી જાય,
કળ હાસ્યે ના વળે લગાર, વદી શકે ના એક ઉચ્ચાર. ૮

દોહરો

નરપતિ ભય મન ઉપન્યો, સહુ સભા ગભરાય,
તવ એવી વાણી વદ્યો, સાંભળને તું રાય. ૯

---

૧ તાતી=ઘણી ગરમ. ૨ કરૂણુતા=રૂદન. ૩ આદિ=પહેલેથી.
૪ સ્મીત=હસવું.

ગીતિ

હાસ્ય તણું કારણુ આ ભગવી કફની ધારી આ મેં...તો.
[1]દીર્ઘ કથા છે મારી......રાજ્ય દંડ જે દેનારી તે તો... ૧૦

ગઝલ.

અરે કંઈ કાળ પૂર્વે હું, હતો મસ્તાન સંસારી,
હતાં સુત ભ્રાતને નારી, હતો વૈભવ મહા ભારી. ૧૧
ભૂલ્યો અલ્પજ્ઞતામાં હું, થઈ ત્યાગી અરે ફુલ્યો,
અરે યોગી થઈ ભુલ્યો, છતાં નુજ માર્ગ ના ખૂલ્યો. ૧૨
અકારો ભવ મુને ભારી, અરે ભાષ્યો હતો ત્યારે,
દુઃખે માયા વિદારીને, ધરી કૌપીન[2] મેં જ્યારે. ૧૩
ભુંડી નારી કટારીથી, સરો[3] સમ બાલના ભાવો,
સુખો કંટક સમાં સઘળાં, અરે તેથી બન્યો બાવો. ૧૪
કરી જંગલ તણી યારી, તજ્યો આ સંગ સંસારી,
કરી ભિક્ષા વપુ ધારી, રહ્યો કંઈ કાળ ગુજારી. ૧૫
ગયો એક દિન પુરમાંહી, હતું કુટુંબ મુજ જ્યાંહી,
કહે તનરે પિતા આંહી, કરો ભિક્ષા જવું ક્યાંહી. ૧૬
આત્મવત્ સર્વ ભૂતેષુ વિચારી વેદમાં જોયું,
હશે સુત નાર તોએ શું, અમો યોગીને એમાં શું. ૧૭
લીધી ભિક્ષા વિચારીને, પધારૂં રોજ ધારીને,
જમું કર રોજ નારીને, ન જોવુંરે વિચારીને. ૧૮
મસાલા કંઈ ચઢયા અંગે, [4]વપુ શું ઓપતું રંગે,
[5]મદન વ્યાપ્યો સકળ અંગે, રહું હુંતો સદા રંગે. ૧૯

૧ દીર્ઘ=લાંબી. ૨ કૌપીન=કફની. ૩ સર=બાણ. ૪ વપુ=શરિર.
૫ મદન=કામ.

તજી હરી ધ્યાનને માળા; તજી વ્હાલી ગીરિ ગુફા,
તજી નિસ્ત્ય કર્મના ચાળા, તજ્યો એ પંથ ઓ પ્યારા. ૨૦
વિસારી પર્ણકુટીને, રહું નીજ ઘેર છુપીને,
કરે નિત્ય સેવનારીને, ગયું હૈયુજ કુટીને. ૨૧
પડયો મોહપાસમાં ભારી, રહ્યો કંઇ કાળ ગુજારી,
સગર્ભા છે થઇ નારી, સુઝે ના એક કંઇ બારી. ૨૨
ખબર મુને પડી જ્યારે, કર્યો અફસોસ બહુ ત્યારે,
અરે માયા મુને મારે, લજાવ્યો ભેખ મેં ભારે. ૨૩
ફસાયા શીવ બ્રહ્માને, મહાનારદ મુની જેથી,
અરે એ મોહની માયા, ફસાઇ હું ગયો તેથી. ૨૪
થઈ ત્યાં યાદ તે વેળા, કરીતી ત્યાગ જે માયા,
અવલથી આ સમે લાગી, અકારીરે મુને માયા. ૨૫
તજી માયા ગયો ત્યાંથી, મહા જંગલ રહ્યો જાઈ,
નહિ જન કે નહિ માયા, કીધો મેં વાસ ત્યાં ભાઈ. ૨૬

ગીતિ

[1] ઇતિવદી સંન્યાસી, [2]હાસ્યાવેષ ન તેહ રહ્યો ખાળી;
યોગી વદનના સામું, વિસ્મય દૃષ્ટે રાય રહ્યો ભાળી. ૨૭

દોહરો

વળતાં સન્યાસી વધ્યો, સાંભળ રાય સુજાણ;
કહુ કથા હું [3]આત્મની, રે થાશે ઓળખાણ. ૨૮
પર્ણકુટી બાંધી રહ્યો, નિરજન વન મોઝાર;
વન ફળ ફુલ હું ભક્ષતો, હરિ ધ્યાને તૈયાર. ૨૯

---

૧ ઇતિ=એ પ્રમાણે. ૨ હાસ્યાવેશ=હાસ્ય+આવેશ; હસ્યનો ઉભરો. ૩ આત્મની=પોતાની.

સાથે કાંઇ ન રાખતો, નહિ જર કે નહિ વસ્ત્ર,
પોથી કૌપિન એકલું, ખરેખરૂં મુજ શસ્ત્ર. ૩૦
એમ કરતાં દિનો વિત્યા, ગઇ વિસરી ગતવાત;
ગોપ તણા સહવાસમાં, વહન થતાં દિનરાત. ૩૧
એક દિને એવું બન્યું, પોથી ઉંદર ખાઇ;
જોતાં દષ્ટે તરત તો, ગયોજ હું ગભરાઈ. ૩૨
વિચારી વળતાં વદ્યો, જો પાળું મંઝાર;
મુષક[1] ન પીડે મુજને, દઢ કર્યો વિચાર. ૩૩
ગોપ તણા સંકેતથી, પાળી છે મંઝાર;
પણ ખાવાનું ના મળે, ભૂખે થાય બિમાર. ૩૪

મંદાક્રાન્તા.

રે રે રાખુ, સરસ સુરભિ, જાય ત્યારેજ વ્યાધિ,
મંઝારીને, મુજનીંપયથી, વીરમે રે ઉપાધિ;
એવી રીતે, અતિવ કરતો, તર્કનેરે વિતર્કો,
એવે આવી, તૃણુજ ચરવા, ગાયને ગોપ લોકો. ૩૫

અનુષ્ટુપ.

કરૂં હું યાચના[2] જ્યાં તો, શ્રદ્ધાળુ શિષ્યો કને;
સરસ એક અર્પી ધેનું, મમ મોદે થતો મને. ૩૬

શાર્દૂલ વિ૦

કરતાં એમ ઉપાધિ અવનવી, દિનો ઘણા નિરગમ્યા;
ભુલ્યો વાત બધીજ કાળ ભુતની, આવેશ ભાવો શમ્યા.
રે કરતો કલ્લોલ ગોપગણુથી, વિવિધ વાતો કરી;
રહું છું દુઃખ સદાય સુખ સમજી, સિદ્ધાઇ અંગે ધરી. ૩૭

---

૧ મુષક=ઉંદર. ૨ યાચના=માગણી.

અનુષ્ટુપ.

ચરાવા ગાયને માટે, જતો હું તો વન વિષે;
ભુલ્યો છું ભાન તો સર્વે, વળી કૃષ્ણા[1] વપુ દીસે. ૩૮

મંદાક્રાન્તા.

કષ્ટે જ્યારે, શરીર દુખતું, દીર્ઘ નિશ્વાસ નાખું;
પૂર્વાવસ્થા, સ્મરે ન હજુએ, ભૂખ ને દુઃખ સાખું.
તે ઉપાધ, ક્યમ કરી સમે, ધાટ તેનો ઘડું હું;
પામું શાંતિ, સુખજ ફળદા, ગોપનું બાલ રાખું. ૩૯

અનુષ્ટુપ.

થઇ જ્યાં ભાવના એવી, દીનાનાથે દીલ ધરી;
હરી કાને સુણી કે શું? દયા દુઃખી પર કરી. ૪૦

મંદાક્રાન્તા.

એવે આવ્યા સકળ મુજને, ગોપ તો શીરનામી;
ભૂમિ બેઠા દુઃખજ વિસરી, જ્ઞાનની વાત ચાલી.
રે રે મ્હારૂં, અસ્થિર ચિત્ત છે, વારતા કો ગમે ના;
આની મૂખે, અતિવ દુઃખના, ભાવતો એ સમે ના. ૪૧
ગોપો પૂછે, કણુવ દુઃખથી, મ્લાન[2] મુખે દીસો છો;
શું ખૂટ્યું છે, ધન કણુ વળી, દુભવ્યા હોય કે જો.
આજ્ઞા આપો, બનતું કરીએ, જાણીએ એજ ધર્મ;
આ દાસોને, અમુલ બદલો, આપનો છેજ પર્મ. ૪૨
બોલ્યો હું તો, નયન ઢળતાં, રાખીને મુખ વાણી;
આ ધેનુને, કવણ ચરવે, કોણ પાયેજ પાણી.
લાવી આપો, ચપળ ચિત્તનું, ગોપનું બાલ તો જે;
સુખે થાએ, હરિ ભજન તો, દુઃખનો જાયરે બો. ૪૩

---

૧ કૃષ્ણા=કાળુ. ૨ મ્લાન=ઉતરી ગયેલું.

સુણી ગોપો, સકળ સુખથી, રે વધા ગાય પાળો;
લ્યો આ અર્પ્યો, કરથી કહીને, રે ગુરૂ આ ગોવાળો.
હરખ્યો હુતો, સજળ નયને, જ્ઞાનની વાત કાઢી;
ઉઠયા જ્યારે, સહર્ષ વદિયો, આવજો દા'ડી દા'ડી. ૪૪

—અનુષ્ટુપ—

રહીએ ગોપને હું તો, હળીમળીને સર્વથા;
કરે છે કાય તો સર્વે, અરે હોયે યથા[1] તથા. ૪૫

શિખરીણી.

અરે આજીવિકા, ચતુર[2] જીવની કેમ નભશે;
પડી ચીંલા ભારે, નવ પયે[3] હવે દેહ ટકશે.
સઝયો રસ્તો સ્હેલો, ભૂમિ તળ રસાળું કંઇ દીશે;
કણો વાવ્યા હોયે, સરસ ઉતરે પાક અતિશે. ૪૬
કહી બીના સર્વે, વિગત વદને ગોપ વરણી;
ખરે ખોદી વાવો, જરૂર પકવે ધાન્ય ધરણી.
સ્વીકાર્યું ગોપે તે, ચિત્ત વિષે અરે ધ્યાન ધરીને;
ધરા કીધી રૂડી, પુરણ પકવ્યો પાક રળીને. ૪૭
અરે એવે આવ્યા, જમીન લખવા પાક તણી તો;
લખી મારી ખેતી, અરજ સકળ તુચ્છ ગણીને.
ભરૂં વેરો કયાંથી, નથી મુજ કને દામ પૈસો;
અરે તેથી લાવ્યા, મુનેજ કરવા દંડ અહિં તો. ૪૮

અનુષ્ટુપ.

પછી બીના બધી જાણો, વિતી જે મુજ દેહને;
અહિં હાસ્યે પડી શીલા, જાણો છો પણ તેહને. ૪૯

---

૧ યથા તથા=જે પ્રકારે હોય તે પ્રકારે. ૨ ચતુર=ચાર. ૩ પયઃ=દૂધ.

પૂર્વાવસ્થા તણી યાદી, આવી'તી મુજ એ ક્ષણે;
ધિક્ક કૌપિન ને માયા, રે મુજ આત્માને હણે. ૫૦

ગઝલ.

મુકી કોપીન કાઢીને, મુક્યાં સૌ વસ્ત્ર ત્યાગીને,
બન્યો અબધુત સંન્યાસી, દીગમ્બર રૂપ ધારીને. ૫૧
ચરણુ શીશ રાયને મૂક્યું, વદીનેરે ગુરૂ મ્હારા;
ભલું તારૂં થશે પ્યારા, ભુલું ઉપકાર ના ત્હારા. ૫૨
મહા માયા તણા ફંદે, પડયો'તો હું અરે વીરા;
બચાવ્યો ગુણુ શા વરણું, વદુ ના મુક થઈ ગીરા. ૫૩

અનુષ્ટુપ.

કહી એવું પડયા પંથે, યોગી ના જોતા ફરી;
ગયા ક્યાં એ પછી તેના, મળી ના સુધરે જરી. ૫૪

—બંસીનો ઉપદેશ—[1] (૮૦)

શિખરિણી વૃત્ત.

વદે ગોપાઙ્ગ[2]નાઓ, મૃદુલી મધુ વેણુ પ્રિય સખા;
કહે કેવા કર્મે, કૃતિ તુજ વિધિએ ઉંચ લખી.

---

૧ એક વખત શ્રીકૃષ્ણે પોતાની બંસી એવા મૃદુ સ્વરથી બજાવી કે જેના નાદે લુબ્ધ બની ગોપ લલનાઓ ભાન સાન તજી દઇ સ્વર ધારણાએ કૃષ્ણ પાસે આવી. જુવે છે તો કૃષ્ણ બંસીને પડતી મુકી કયાંઇ છુપાઈ ગયા છે. જેથી વ્યાકુળ ગોપાઙ્ગનાઓ બંસી પ્રત્યે કહેવા લાગી. ત્યાંથી આ કાવ્યનો પ્રારંભ થાય છે. પ્રથમની ચાર લીટીથી બંસીને મોટે માન ચઢાવી તેના વખાણુ કરે છે, ફરી ચાર લીટીથી પોતાની જાતને ધિક્કારે છે. તે પછી બંસીને વખોડી કહાડે છે, વળી કૃષ્ણુની મૂર્ખાઇ તથા કૃષ્ણુ અને બંસીને પ્રેમ થવાનું કારણુ વગેરે જાણુવાનો ઉદ્દેશ છે. ૨ ગોપાઙ્ગના—ગોપ+અંગના ગોપની સ્રી; ગોપી.

છર્યું મીઠા મંત્રે, ચિત્તપ્રિય ગોવિંદ વશ કરી;
સુણી ગીરા[1] મીઠી, સ્થિત થઇ સ્થિરા તું[2] રસ ભરી. ૧
પુરા પાપે પામી, અરર કમભાગ્યોજ લલના;
મદાંધી[3] દર્શાશે, ફરી વળી તરૂ[4] જૂથ વનના.
ચઢે ક્યાંથી દષ્ટે, રસિક મનોહારીજ મુરતી;
સ્તુતિ વાણી ત્યાગી, સખી મૂકી ગયા આજ ઝુરતી. ૨
અરે શા રંગેથી, રસિક વર મોહ્યા તુજ પરે;
વપુ[5] કૃષ્ણા[6] તારૂ, વળી નગન ગર્વી થઈ ફરે.
તરૂ સુકી ડાળી, અરિ[7] થઇ ચઢીરે અમ થકી;
ભલા ભાગ્યે આવી, ચઢી અમ કરે નાશજ નકી. ૩
અમોને લાગે છે, પ્રભુજી પ્રિય ગોપાલ[8] સરખા.
મળે ધી[9] બિંદુના, રહ્યા સહચરા[10] ગોપ સરખા.
અમો પદ્માંગીને,[11] તજી અરર બંસી પ્રિય થયા;
ન શર્માં ઓ કાના, અરે દધિ શું સ્વાદો ભુલી ગયા. ૪
મહાકષ્ટે કોદી' મળે ન પદાર્વીન્દ[12] અહવા;
અને પ્યારો તુંને, ચુમી ચુમી ધસે પ્યાર કરવા.
કહે તેં કીધો શો ? વશીકરણ એવો અવનવો;
કયા જાદુ જંત્રે, કેમ સખી સલુણો તુજ થયો ? ૫

---

૧ ગીરા=વાણી. ૨ સ્થીરા=પૃથવી. ૩ મદાંધી=મદ+આંધી, મદથી આંધળી, વિહ્વળ. ૪ તરૂજૂથ=ઝાડનો જથો. ૫ વપુ=શરિર. ૬ કૃષ્ણા=કાળું. ૭ અરી=શત્રુ. ૮ ગોપાલ=ગો+પાલ. ગાયને પાળનાર ગોવાળ. ૯ ધી=બુદ્ધિ. ૧૦ સહચરા=મીત્ર. ૧૧ પદ્માંગી=પદ્મ+અંગી. કમળના જેવા અંગવાળી. ૧૨ પદાર્વીન્દ=પદ×અરવીન્દ. ચરણ કમળ.

ગીતિ.

ઇતિ વદી વ્રજબાળા, મૌન ઘડીભર ધારી રહી નીરખી;
ચેતન થઇ બંસી ત્યાં, મધુર [૧]રવએ પ્રમોદથી કરતી. ૬

વસંત તિલકા.

તું મા નિહાળ દ્રગ[૨] દ્વેષ થકી અરે ઓ ?
ના વાક્‌પ્રહાર[૮] કર તું દીનને અનેરો.
નિર્દોષ દોષ હુંપર સખી વૃંદ લાવો;
ટાળો તિમીર[૩] હૃદયે શુચિ[૪] ધારી ભાવો. ૭

અનુષ્ટુપ.

વદી એવું મૃદુ બંસી, ચતુરાઓ સુણી રહી;
અનન્ય ભાવના વેગે, પ્રસેવાની ધુની[૫] વહી. ૮

લલિત.

અરર ઓ સખી, શું કહુ કથી, જરૂર પ્રેમ તો, નાથનો નથી;
મોહીત તો તમે, માલરા સ્વરે, ભ્રમિત ચિત્તથી ભાસતી અરે. ૯

માલિની.

પ્રિય વ્રજ વનિતાઓ, પ્રેમથી ચિત્ત ધારો,
અતિ સગુણ વડે હું, છે થયો કૃષ્ણ પ્યારો;
નહિ નહિ નહિ કોઇ, વ્યક્ત[૬] એથી થનારી,
જીવન અખિલ આતો, પ્રેમથી અર્પનારી. ૧૦
તજી તજી તજી આહા ! સ્વાર્થ દીધો બધો એ,
વણ પ્રણયજ[૭] પ્રીછે, વ્યર્થ જાએ વહ્યો એ;

---

૧ રવ=અવાજ, સુર. ૨ દ્રગ=નજર. ૩ વાગ્પ્રહાર=વાણીનો માર.
૪ તિમિર=અંધકાર. ૫ શુચી=પવીત્ર. ૬ ધુની=નદી. ૭ વ્યક્ત=જુદો.

નિરખ વપુજ જો આ, છે રહ્યું જેમ પોઢ્યું,
નિરમળ થઇ પ્યારૂ, ને થયું છે અમોલું. ૧૧

મધુર કલરવેથી, વળ અમી[૧] ભરૂં હું,
મૃદુ મધુર સ્વરેથી, મોદ[૨] જીવો કરૂં હું;
નિલ[૩] વરણુ વપૂથી, શ્યુતની[૪] બીક ટાળી,
વસન[૫] વિહિન અંગે, મોહ નાખ્યો પ્રજાળી[૬]. ૧૨

### મંદાક્રાન્તા.

એવા એવા, અધિક ગુણથીા હું વિભુષિત બેની,
કોઇ વિશ્વે, કરી ન શકતું, તુલના નાહી તેની;
પામી પાન, સરસ સુખથી, કૃષ્ણધરામૃતોનું,
પદ્મોષ્ઠોમાં, નિવાસ સ્થિર છે, કૃષ્ણ કેરા જ તો હું. ૧૩

### શિખરિણી.

અરે એકે તુમાં, અધિક ઓછા નવ ગુણ રહ્યા,
સખી તેથી ત્યાગી, યદુવરરે મમ પ્રિય થયા;
અભિલાષા ઉંડી, હૃદય પદ્માવીન્દ વસવા,
મહાભિન્નિષ્ક્રમે, ચિત્ત ધર ગુણો મુજ અકથા. ૧૪

---

૧ પ્રણય=પ્રેમ ૨ અમી=અમૃત. ૩ મોદ=આનંદ. ૪ નિલ=શ્યામ. ૫ શ્યુત=લાંછન. ૬ વસન=વસ્ત્ર. ૭ પ્રજાળી=બાળી. ૮ અકથ્ય=ન કહી શકાય તેવું. ૯ મહા બીનિષ્ક્રમણ=મહાન ત્યાગ કરી નિકળવું.

અનુષ્ટુપ.

હોમો[1] અર્પી સહુ કર્મો, તદાકારી[2] સહુ બનો,
વિરામી કૃષ્ણમાં કાંતિ, પછી શાંતિ અનુભવો;
વળી વૃત્તિ થશે એવી, ધરા કૃષ્ણમયી જુવો,
વને વારી[3] ભૂતે ભૂમાં, કૃષ્ણ કૃષ્ણ અનુભવો. ૧૫

ગીતિ.

ગિરા[4] બંસી સુણીને, મૂક[5] થઇ ત્યાં જડવત્ એ લલના,
મહાન બોધક વચને, વ્યક્ત થયા ત્યાં દૂરગુણો મનના. ૧૬

રાગ—હરિગીત છંદ (સોહિણી ગજલમાં પણ ગવાશે.)

વિચિત્ર ઉપદેશ.[6] (૮૧)

નવ જગતમાં જીવ્યું કદા ના જીવશે ચિરકાળ[7] કો,

---

૧ બધાં કર્મો પ્રભુને આપી દો. જેમકે ગીતાજીમાં કહ્યું છે કે—

ब्रह्मार्पणं ब्रह्महवि ब्रह्माग्नौ ब्रह्मणाहुतम् ।
ब्रह्मैव तेन गन्तव्यं ब्रह्म कर्म समाधिना ॥ २४ ॥
॥ ॐ तत्सत् ब्रह्मार्पणं ॥

ભાવાર્થ—બ્રહ્મનેજ અર્પણ કરવાનું, બલિદાન પણ બ્રહ્મ, જેમાં હોમ કરવાનો તે અગ્નિ પણ બ્રહ્મ; અને હોમ કરનાર પણ બ્રહ્મ, એ પ્રમાણે બ્રહ્મમાંજ એકચિત્ત રાખીને કર્મ કરનારો પણ બ્રહ્મનેજ પ્રાપ્ત થાય છે.

૨ તદાકાર=તદ્+આકાર. તેના આકાર અર્થાત્ પ્રભુના સ્વરૂપમાં મળી જાવ. ૩ વારી=પાણી. ૪ ગિરા=વાણી. ૫ મુક=મુંગી=અબોલ. ૬ આ કાવ્ય મહાન સિકંદર જ્યારે મર્ણ પામ્યો તે વખતે દુનીઆને જે મહાન બોધ આપ્યો હતો તે હકીકત ઉપર આ કાવ્ય લખાયું છે. એક હિંદી ગદ્ય લેખ ઉપરથી. ૭ ચીરકાળ=લાંબા વખત સુધી.

એક દિન થાવાની ફના આ[1], સૃષ્ટિ સઘળી સાથ તો;
ધન વાડી ગાડી યુવતિ સા, છે જીવન સંગાથતો,
મરણાન્તમાં ભગવન્તવિણુ ના, આવવાનું સાથ કો. ૧

મહા ધીર વીર ચાલ્યા ગયા જો, માન મમતા મૂકીને,
કુર કંસ કૌરવ રાવણાદિ, રાજ્ય રિદ્ધિ મૂકીને;
રે રે ગયા વિક્રમ સમા, હૈડું દ્રવે અવલોકીને,
હતી રાજ્ય રાદ્ધિ રે સબળ પણ ના શક્યું કો રોકીને. ૨

જનમ્યા જગતમાં જીવ લક્ષો, ને જનમશે રોજ તો,
એમ કાળ કોળીઓ કરીને, રે નિરંતર લઈ જતો;
પુલ્યું અરે કરમાય તેતો, પકવ જો તુટી પડે,
જનમ્યું મરે આ જગ્તમાં એ, છે નિયમ સૌને નડે. ૩

એક દિન ભૂમાં રે વિચરતો, તો સિકંદર જો મહા,
ગ્રીસ દેશનું ગૌરવ મહા તે, જગત દાખવતો અહા !
રણશૂર સાચો સાહસે એ, વીર વિદ્યાએ પૂરો,
મશહુર[2] અર્વાન નામ એનું, બાહુ બળમાં છે શૂરો. ૪

બહુ દેશ જીત્યા બાહુબળથી, મેળવી રીદ્ધિ ઘણી,
મુલ્ક મશહુર રે સિકંદર, બાળ છાનું રે' સુણી;
અરિ[3] દુષ્ટને વિદારી જગમાં, રે દિવાલો જે ચણી,
અવિચળ રહે શશી સૂર્ય સુધી, નામને કીર્તિ તણી. ૫

---

૧ ફના=નાશ. ૨ મશહુર=પ્રખ્યાત. ૩ સરખાવો—

—નામ રહંતાં ઠક્કરા, નાણાં નહિ રહંત.—
—કિર્તી તણાં જે કોટડાં, પાડયાં નહિ પડંત.

અંકે[1] વસુધા પોઢવાનો, વખ્ત આવ્યો જાણીને,
રે રે વધ્યો મ્હા નૃપ સિંકદર, રે મધુરી વાણીને;
અમાત્યને[2] રાખી નિકટ[3] શુભ, રાજ શિક્ષા આપતો,
મુજ મર્ણું પશ્ચાત[4] તમે મુજ, આજ્ઞાને અનુસારજો. ૬
જગ વિજયી મુજ શૈન્ય શોભિત, તે સ્મશાને લાવજો,
સૌ રાજરીદ્ધિરે ભરી આગળ, શબે ચલાવજો;
જોશી હકીમો જંત્રીઓ મમ, શબ સહે બેસાડજો,
દુનીઆં જુએ ત્યમ કર કફનથી, બ્હાર ખુલ્લા રાખજો. ૭
ઈતિ[5] કહીને રે દીધો છે, પ્રાણ તજી સિકંદરે,
આજ્ઞા ધરી શિર રીદ્ધિ સૌ હય, હસ્તીપર લાદી અરે;
પશ્ચાત ચાલે સૈન્ય અતુલિત, ને સ્વજન શુરવીરરે,
જોશી હકીમો શિર અંકે, કર કફનથી નીકળે. ૮
એવી સજી સહુ સાથમાં, આવી સ્મશાને મેદની,
હય ગાડી ઘોડા વાહનો પણ, પાલખી વિશ્રામની;
સહુ સૃષ્ટિના માલિકને રે, જે ઘડી આરામની,
આવી ધરારે ફક્ત તેને, આઠ વેંતજ કામની. ૯
ઉત્સુક નારી નર નગરનાં, આ બનાવો જોઇને,
કંઈ કંઇ અનુમાને વદે જયમ, બુદ્ધિ સુઝી કોઇને;
કોઇ કે' સિકંદર મણુમાં રીદ્ધિ, રહ્યો છે મોહીને,
એવા અનેરા તર્ક વિતર્કો, કરે જન જોઇને. ૧૦
કોઈ વૃદ્ધ કાને રે વિવાદો, આ પ્રજાનારે પડયા,
કહુ સાંભળો એ મર્મ રાજે, જે વિચારો છે ઘડયા;

૧ અંકે વસુધા=જમીનને ખોળે, મરણ વખતે. ૨ અમાત્ય=પ્રધાન. ૩ નિકટ=પાસે. ૪ પશ્ચાત=પાછળ. ૫ ઈતિ=એ પ્રમાણે.

છોડી જહાં[1] શૂરવીર સિકંદર, ગયો સ્વર્ગે અહા !
તમ સર્વને દેતો ગયો અણુમોલ[2], બોધજ તે મહા. ૧૧
નથી કાળ કોને છોડવાનો, ભક્તદાતા ભોગીઓ,
રાજા પ્રજા દીનો અમીરો, યા ગૃહસ્થો યોગીઓ;
એક દિન જાવાનું જરૂરે, સંગ તજી સંસારનો,
વિશ્રામ આ સંસારનો છે, રે ઘડીકા ચારનો. ૧૨
જે ઠામ શાહી[3] રે પસીનો, (ત્યાં) રક્તવીર વહનાવતા,
જ્યાં શાહકાળે લુંટીઓ ત્યાં, વીર પાસે શું ન'તા;
ધન ધાન્ય આગારો ભર્યા તે, આવીઆ શું કામના,
દીનો અમીરોનો વસીલો, છે નહિ મુખ કાળના. ૧૩
બાહોશ જગ મશહુર જોશીને, હકીમો તો હતા,
આરામ કરી દરદી પ્રભુવત્, તે પ્રભુતા ધારતા;
તે પાસ બેસી ખાસ રે'તા, પ્રકૃતિ નિહાળતા,
તો પણ સિકંદર શાહ પર, કાળે ચલાવી ક્રુરતા. ૧૪
સહુ સંપત્તિ સમશાન સુધી, રે વળાવીને વળી,
નવ સાથ તેની કો ગયું સુત, ભ્રાત નારી જે ખરી;
હય હસ્તીને ગાડી ખજાના, ના ગયું સાથે જરી,
આવી ધરા પણ ચાર હસ્તજ, કામની એતો ખરી. ૧૫
ઉપદેશ જન સમજી ઉતારો, ધ્યાન માંહિ તર્તજો,
કહે દાસ જોઈતારામ તો વાંચી વિચારી વર્તજો;

---

૧ જહાં=દુનીઆં. ૨ અણુમોલ=અમૂલ્ય. ૩ શાહી પસીનાદિ ......જ્યાં બાદશાહના પરસેવાનું ટીપું પડતું ત્યાં લોહીની નીક ચલાવનારા વીરો હતા, પણ કાળે બાદશાહને લૂંટયો-હરી લીધો ત્યારે તે શું પાસે નહોતા ? મતલબકે હતા.

**रे रे सिकंदर शाहतो सब मुल्कका मालिक था !**
**जबचला जहांसे रे सिकंदर हाथ दोनो खाली था ! ।११**

---

## પ્રસ્તાવિક કાવ્ય.

### પ્રસ્તાવિક. દોહરા. ( ૮૨ )

કાગ કાળને કુટિલજન, કપુત કક્કા ચાર;
આવ્યા વિપરીત તે કરે, નવદે તું કિરતાર. ૧
ખળ ખેલુને ખાટકી, ખાતર પાડી ખાય;
એતા સગ ન કીજીએ, એ ખખ્ખા મહીમાય. ૨
ગમાર ગર્ધવ ગામડી, ગાજર ગગ્ગા ચાર;
સંગ કશુના ચાલીએ, નીજ સમ નીચ કરનાર. ૩
ઘંટી ઘાંણી ઘુડને, ઘી ચોથુ પરમાણ;
એ ઘધ્ધા શીખ દે ખરી, ભવ જુદો છે જાણ. ૪
વેપારી વેસ્યા વકીલ, વૈદ્ય વળી અપાર;
વવ્વા એ વધીઆ ચતુર, કળયુગમાં નિરધાર. ૫
નાર બાલ દરબારને જે લેણું લેનાર;
વળકવળ સમજે નહિ, માગે લીધે પાર. ૬
વ્યાધિ ગર્ભ મશાણને, રાજદંડ જે દિશ;
એ વૃતિ નિશદિન રહે, સત્વર પામે ઈશ. ૭
સોની સોદાગર વળી, સોના સુરૂપી નાર;
એ સસ્સા વિશ્વાસના, નર કરતું નિરધાર. ૮
વિચારી વાણી વદો, કરો વિચારી કામ;
ગોળી છુટી નહિ હઠે, હામજ દામ નકામ. ૯

જેવી બુદ્ધિ આપની, તેવો બાંધે તોલ;
ગમાર કર હીરો ચઢયો, કાચથકી અણુમોલ. ૧૦
કમ અક્કલના માનવી, નીજ મન નહિ ગમાર;
સુઝ કરે જ્યાં કામ ત્યાં, મિથ્યા કરે લવાર. ૧૧
જાએ હસ્તી માર્ગમાં, શ્વાન કરે પોકાર;
ધીરા ધર્મ તજે નહિ, પડે કષ્ટ કે માર. ૧૨
વજ્ર ગ્રંથી પણ ભેદ્ય છે, ભેદ્ય કઠીન પાષાણ,
પ્રેમ ગ્રંથી અભેદ્ય છે, પટેલ કહે પ્રમાણ. ૧૩
સમદ્રગ ગુરૂજનની ખરી, પામર પર પણ હોય;
મેઘ જુવો સરખાં ગણે, તૃણ તરૂ સહુ કોઈ. ૧૪
બાળક માતાને કહે, પતિ મૈથુને નાર;
સ્તુતિમાં કવિઓ કહે, રણયોદ્ધા તું'કાર. ૧૫
જર જોબનને જુવતી, જાર તણો વ્યવહાર;
એતાં અવિચળ ના રહે, મત કરતું અહંકાર. ૧૬
માયા માગણ મકંટા. મંકોડી તે ચાર;
વળગ્યાં છુટે તે નહિ, માટે તું સંભાળ, ૧૭
સંત સપુત ને તુંબડાં, ત્રણનો એક સ્વભાવ;
કંઈ તાર્યા કંઈ તારસે, તાર્યા ઉપર ભાવ. ૧૮
સર્પ સોનીને નારપર, ત્રણનો એક સ્વભાવ;
હજાર વસા નહિ આપણાં, નવ ચૂકે તે દાવ. ૧૯
મગર મંકોડી માગણાં, ત્રણનો એક સ્વભાવ;
વળગ્યાં છુટે તે નહિ, મરવા ઉપર ભાવ. ૨૦
ન્હાતાં નાર મહુડો ફળે, બેનો એક સ્વભાવ;
નાગાં થાયે તે ઘડી, જાણી તેમાં લ્હાવ. ૨૧

શાહ શ્વાનને માગણાં, ત્રણનો એક સ્વભાવ;
કડકે લડી આંખો ખુવે, કરતાં ડરે ન ઘાવ. ૨૨
રાંડ ગાંડ ગાડાતણો, એકજ છે સ્વભાવ;
રાને પણ રીસાઈ પડે, ગણે ન હાવ કહાવ. ૨૩
પુસ્તક પઢી પંડિત થયો, જાણ્યો નવ કંઈ સાર;
કડછી પાક કરે ઘણા, સ્વાદન લહે લગાર. ૨૪
અગમ બુદ્ધિ વાણિઆ, તર્ક જુવો મતિ તર્ત;
કાચી મત કણબી દીસે, વિપ્ર મતિ વિણ ગર્ત. ૨૫
રાજા બુદ્ધિ રાંકડી, મંત્રીપર આધાર;
વસત્રાયાં મત વેગળી, મત પાનીએ નાર. ૨૬
સતસંગે સુગ્રિવ તો, પામર પામ્યો રાજ;
કુસંગે રાવણ તણો, જો ઉતર્યો શિરતાજ. ૨૭
પરમ પંથ તું ભુલીઓ, ભવજળમાં તરબોળ;
કુહ્યો અવનિ આથડે, ગીથ્યા કરતો શોર. ૨૮
ધંધો ધારે સ્વાર્થનો, કરી ચતુરાઈ દૂર;
આવરદા ઓછો કરે, ધરી જીવતરમાં ધૂળ. ૨૯
મન હારે તો હાર છે, મન જીતે તો જીત;
મળે મનથી જગદીશ તો. તે ખરી છેજ પતીત. ૩૦
અતિ સ્નેહી શુક છે ખરો, કનક પિંજરે વાસ;
પરાધીનતા સ્વપ્નમાં, સુખ ન આવે પાસ. ૩૧
નારી દીપ સમી ગણો, પુરૂષ પતંગ સમાન;
પ્રેમાગ્નિના દહનમાં બળતો થઇ ગુલજાર. ૩૨
મન મેલુ હરદમ રહે, ધ્યાન કરે શું થાય;
ધ્યાન ધરે બગ પ્રીતથી, તોપણ પશુ પોષાય. ૩૩

જનમ્યો હરિને જાણવા, પણ વિષય ભરપુર;
જીવન કાળ એળે ગયો, ગુમાવ્યું તેં નુર. ૩૪
ભૂવન ચણુતાં વાર છે, પડતાં વાર લગારઃ
ભલું કરતાં વસમુ પડે, બને બુરૂ ઘડીચાર. ૩૫
વચન થકી વર્તન તણી, કિંમત ઘણી અંકાય;
કે'ણી સમ રેણી નહિ, એ પણ મુરખ ગણાય. ૩૬
થવું મોટા મુશ્કેલ છે, મોટાઈમાં દુઃખ પુર;
તારા ન્યારા તો થતા, ગ્રહણ શશીને સુર. ૩૭

## ભાવી પ્રબળ છે. (૮૩)

### મનહર છંદ.

[1]દશાનન દ્વાર અજ[2] પણ નવ જાણી શકયો,
જાનકીના હરણુથી, રામ કેમ છોડશે;
કૃષ્ણ શું ન જાણતા કે, સુરા થકી ક્ષય થશે,
કુળ તણા નાશ થકી, કલંકીમાં જોડશે.
ધર્મ થઇ અધર્મને, કદિ નવ સ્પર્શ કરે,
કહો કોણ જાણતું કે, જુગાર તે માંડશે;
કહે કવિદાસ દિન, અબુધ જોઈતારામ.
થવાનું તે થાય વળી, ભાવિ કેમ છોડશે.

## ચાર યુગના બ્રહ્મભટ્ટ [3]કવિઓ. (૮૪)

સતમાં વેલંગ અને, વલ્લાલ શક્તિની પાસ;
ભીમસીતો શેષ શિવ, ભ્રમર ભણાય છે.

---

૧ દશાનન=રાવણ. ૨ અજ=બ્રહ્મા. ૩ આ મનહર છંદ વડોદરેથી નીકળતા " ભટ ભાસ્કર"માં પ્રસીદ્ધ થયો છે.

પીંગળ બળીનો ભાટ, રહેપાળ રામજીનો,
સંજ્યને સુત એહ, દ્રાપરે ગણાય છે

વૈતાળ વિક્રમ પાસ, ચંદ હુતો પૃથ્વીરાજ.
ગંગ અકબર પાસ, કળિમાં ગવાય છે,

કહે કઠલાલકર, એવા મહા બ્રહ્મભટ્ટ;
કવિશિરતાજ રાજ મુગટે સોહાય છે.



# વિનોદ વિભાગ.

## વિનોદ ૧.

## શ્રી શંકરાચાર્ય અને મંડન મિશ્રનો સંવાદ.[1]

શ્રી શંકરાચાર્ય મંડનમિશ્રના પરાજયાર્થે એક વખત તેને ઘેર આવ્યા જે વખતે મંડનમિશ્ર યથા વિધિ શ્રાદ્ધકર્મ કરતો હતો. ત્યાં અચાનક જનોઇ તથા શિખાથી રહિત એવા શ્રી શંકરાચાર્ય આવી ચઢ્યા. તેમને જોઈ મંડનમીશ્ર (શ્રાદ્ધ વખતે શાસ્ત્રમાં કોપ ન કરવાનું કહ્યા છતાં) પ્રવૃતિના માર્ગમાં રૂચી ધરાવતા હોવાથી અત્યંત કોપાગ્ર થઇ સંન્યાસી શ્રી શંકરાચાર્ય સાથે નીચે પ્રમાણે ઉત્તરોત્તર પ્રશ્નોત્તરો થયા.

**कुतो मुण्डया गलान्मुण्डो पंथास्ते पृच्छयते मया ।**
**किमाह पंथास्त्वन्माता मुण्डेत्याहतथंवहि ॥ १६**
**पंथानं त्वम पृच्छस्त्वां पंथाः प्रत्याह मण्डन ।**
**त्वन्मातेत्यत्रशब्दोऽयं नमां ब्रूयाद् पृच्छकम ॥ १७**

મંડનમીશ્ર—(પુછે છે કે) "આ મુંડેલો ક્યાંથી?"

શ્રી શંકરાચાર્ય—(વક્રોક્તીથી ઉત્તર આપે છે) ગળાથી ઉપરના ભાગમાં મુંડેલો છે.

મંડનમીશ્ર—(મારા પુછવાનો અર્થ આના સમજવામાં આવ્યો નથી એમ જાણીને) "હું તારા માર્ગને પુછું છું."

---

૧ શંકર દિગ્વિજયમાંથી.

શ્રી શંકરાચાર્ય—"ત્યારે માર્ગે શો ઉત્તર આપ્યો ?"

મંડનમીશ્ર—"તારી મા મુંડી છે" એમ માર્ગે ઉત્તર આપ્યો.

શ્રી શંકરાચાર્ય—હા ! માર્ગે સાચુજ કહ્યું કે "તારી મા મુંડી છે" હે ! મંડનમીશ્ર ! તેં માર્ગને પૂછ્યું, અને મગેં તને ઉત્તર આપ્યો તો તે ઉત્તરમાં "તારી મા" એ શબ્દ મારી માને લાગુ નજ પડે, કારણકે મેં માર્ગને પૂછ્યું નહોતું.

**अहो पीता किमु सुरा नैवश्वेता यतः स्मर।**

**किं त्वं जानासि तद्वर्णमहं वर्णंभवान रसम् ॥१८॥**

મંડનમીશ્ર—"તેં મદીરા **पीता** (પીધી) છે કે શું ? કે જેથી તું વિપરીત ભાષણ કરે છે ?"

શ્રી શંકરાચાર્ય—"મદીરા **पीता** (પીળી) નથી. પણ ધોળી છે સ્મરણ કરી જો ?

મંડનમીશ્ર—"તું મદીરાના રંગને જાણે છે કે શું ? (સંન્યાસી છતાં મદિરાના રંગને જાણતો હોય તો અહુ વિરૂદ્ધ છે.)"

શ્રી શંકરાચાર્ય—"હું મદીરાના રંગને જાણું છું. પણ તું તો મદિરાના સ્વાદને જાણે છે. (રંગ જાણવાથી પાપી થવાતું નથી. પણ સ્વાદ જાણવાથી પાપી થવાય છે.)"

**मत्तोजातः कलञ्जाशी विपरीतानि भाषते।**

**सत्यमब्रवीति पितृवत्त्वत्तो जातः कलञ्जभुक ॥१९॥**

મંડનમીશ્ર—"ઝેરથી ચોપડેલા બાણથી મારેલા મૃગનું માંસ ખાનાર **मत्तो जातः** (ઘેલો થઇ ગયો છે) તેથી વિપરીત બોલે છે."

શ્રી શંકરાચાર્ય—તું સાચું કહે છેઃ જે તારો દિકરો હોય તે તારી પેઠેજ ઝેરથી ચોપડેલા બાણવડે મારેલા મૃગનું માંસ ખાય, અને વિપરીત પણ બોલે." કારણ કે વ્યાકરણની રીત પ્રમાણે "**मत्तो जातः**" એટલે "મારો દિકરો" એવો અર્થ થાય છે.

कंथां वहसि दुर्बुद्धे गर्दभे नापि दुर्वहाम् ।
शीखा यज्ञोपवनाभ्यां कस्तेभारोभविष्यति ॥२०॥

મંડનમીશ્ર—" હે દુષ્ટ બુદ્ધિવાળા ? તું ગધેડાથી પણ ભાર ઉપાડી શકાય એવી કંથાને ધારણ કરે છે. ત્યારે તને શીખા અને યજ્ઞોપવિત રાખવાથી શો ભાર પડવાનો હતો ? (તું થોડા ભારની બીકથી મોટો ભાર ઉપાડે છે માટે દુર્બુદ્ધિ છે.)

कंथां वहामि दुर्बुद्धे तवपित्राऽपि दुर्भराम् ।
शोखा यज्ञोपवीताभ्यां श्रुतेर्भारोभविष्यति ॥२१॥

શ્રી શંકરાચાર્ય—" હે દુષ્ટબુદ્ધિવાળા ? તારા બાપથી પણ ન ઉપાડી શકાય એવી કંથા હું ધારણ કરૂં છું, પણ શીખા તથા યજ્ઞોપવીત હું ધારણ કરતો નથી તેનું કારણ એ છે કે એ શીખા તથા યજ્ઞોપવીતને ધારણ કર્યા હોત તો વેદની શ્રુતિ ઉપર ભાર પડત (જે દિવસે વૈરાગ્ય થાય તે દિવસેજ સન્યાસ લેવો, સન્યાસીએ ભગવાં પહેરવાં, મુંડીત થવું. તથા શિખા કે યજ્ઞોપવિત આદિ કશો પરીગ્રહ રાખવો નહિ.) એવી શ્રુતિની આજ્ઞા છે."

त्यक्त्व पाणी गृहीतीं स्वाम शक्त्या परिरक्षणे ।
शिष्य पुस्तकभारेच्छो व्याख्याता ब्रह्मनिष्ठता ॥२२॥

મંડનમીશ્ર—રક્ષણ કરવાની અશક્તિને લીધે જ પોતાની સ્ત્રીનો ત્યાગ કરીને તું કે જેણે શિષ્યોના અને પુસ્તકોના ભારની ઇચ્છા કરી છે. તેનું બ્રહ્મનિષ્ઠપણ જાણ્યું. જાણ્યું.

गुरुशुश्रुषणालस्या त्समावर्त्यगुरोः कुलात् ।
स्रीयः शुश्रुषमाणस्य व्याख्याता कर्मनिष्ठता ॥२३॥

શ્રી શંકરાચાર્ય—તું કે જે ગુરૂની સેવા કરવામાં આલસ્યને લીધે બ્રહ્મચર્યાશ્રમ પુરો કરી સ્રીઓની સેવના કરવાની ઇચ્છાથીજ અગ્નિહોત્ર આદિ કર્મોમાં નિષ્ઠા રાખી છે. તારૂ કર્મ નિષ્ઠપણું જાણ્યુ, જાણ્યું.

स्थितोऽसि योषितां गर्भे ताभिरेव विवर्धीतः ।
अहो कृतघ्नता मूर्ख कथंता पत्र निन्दसि ॥२४॥

મંડનમીશ્ર—હે મૂર્ખ ? તું સ્રીઓના ગર્ભમાંજ રહ્યો હતો અને તને સ્રીઓ એજ ઉછેરેલો છે તે છતાં તું સ્રીઓનીજ નિંદા કેમ કરૂં છું. આમ કરવાથી તારૂં કૃતઘ્નપણું સ્પષ્ટ જણાઇ રહ્યું છે.

यासां स्तन्यंत्वया पीतं, यासां जातोऽसि योनितः ।
तासु मुर्खतम स्त्रीषु पशुवद्रमसे कथम् ॥ २५ ॥

શ્રી શંકરાચાર્ય—હે મહા મૂર્ખ ? તેં જેઓનું દૂધ પીધું છે. તથા જેઓની યોનીથી તું ઉત્પન્ન થયો છે તે સ્રીઓમાંજ પશુ-ઓની પેઠે તું કેમ રમણ કરે છે ?"

वीरहत्या मवाप्तोऽसि वन्हीनु द्वास्य यत्नतः ।
आत्महत्या मवाप्तस्त्व मविदित्वा परंपदम् ॥ २६ ॥

મંડનમીશ્ર—તેં જાણી જોઇને પ્રયત્નપૂર્વક અગ્નિહોત્રનો ત્યાગ કર્યો છે; માટે તને-" विर हावा एष देवानां योऽग्नीनुद्वासयति " એ શ્રુતિમાં કહ્યા પ્રમાણે ઇન્દ્રની હત્યા કર્યા જેવું પાપ લાગ્યું છે."

શ્રી શંકરાચાર્ય—તું પરમપદરૂપ આત્માને જાણ્યા વિના રહ્યો છે. માટે તને એ આત્મહત્યા લાગી છે. કારણ કે શ્રુતિમાં કહ્યું છે કે-" असन्नेव सभवस्य सब्रह्मेति वेदचेत् " જે બ્રહ્મને

અસત જાણે છે. તે પોતેજ અસત છે, અને તેથી કરીને તે આત્મહત્યા કરનાર થાય છે.

दौवारि कान्वं चयित्वा कथंस्तेन वदागतः ।
भि क्षोयोऽन्नम दत्वा त्वं स्तेनवद्भोक्ष्यसे कथम् ॥ २७ ॥

મંડનમીશ્ર—તું દ્વારપાળોને છેતરી ચોરની પેઠે અહિં કેમ આવ્યો?

શ્રીશંકરાચાર્ય—સન્યાસીઓને અન્ન આપ્યા વિના તું ચોરની પેઠે કેમ જમે છે.

कर्म काले न संभाष्य अहं मुर्खेण संमति ।
अहो प्रकटितं ज्ञानं यति भङ्गेण भाषिणा ॥ २८ ॥

મંડનમીશ્ર—તું કે જે મૂર્ખ તેણે આ શ્રાદ્ધ કરવાના સમયમાં હવે મને બોલાવવો નહિ."

શ્રી શંકરાચાર્ય—અહો! સંસ્કૃત વાક્યમાં **संभाष्य** અને **अहं** એ પદોનો **संभाष्योहं** એવો શુદ્ધ સંધી કરીને બોલવું યોગ્ય હતું તેને બદલે શ્લોકના ચરણના અંતે વિરામતિ અનુકુળતાને વાસ્તે **संभाष्य अहं** એવો ખોટો સંધિ કરીને પદોના યોગ્ય સમાગમના ભગ કર્યો તો એ યતિ ભંગ દોષ કહેવાય માટે એટલા દોષવાળું ભાષણ કરીને તેં સારૂં શાસ્ત્રજ્ઞપણું ઠીક પ્રગટ કર્યું."

यति भङ्गे प्रवृत्तस्य यति भङ्गो न दोषभाक् ।
यति भङ्गे प्रवृत्तस्य पञ्चम्यंतं समश्यताम् ॥ २९ ॥

મંડનમીશ્ર—હું યતિ ભંગમાંજ પ્રવર્તેલો છું; માટે યતિ ભંગમાં મને કશો બાધ નથી.

શ્રી શંકરાચાર્ય—(યતિભંગ કરવામાં પ્રવર્તેલો છું.) એ તારા વાક્યમાં 'યતિનો' એટલે સન્યાસીનો 'ભંગ' એટલે પરાજય એવો ષષ્ઠી સમાસનો અર્થ નહિ લેવો, પણ "યતિથી"

'સન્યાસી'થી ભંગ એટલે 'પરાજય' એવો પંચમી સમાસનો અર્થ લેવો.

**क्व ब्रह्म क्व च दुर्मेधाः क्व संन्यासः क्व वा कलिः ।**

**स्वाद्वन्न भक्ष्य कामेन वेषोऽयं योगिनां धृतः ॥३०॥**

મંડનમીશ્ર—બ્રહ્મ ક્યાં, અને વિષયાશક્તવાળો પુરૂષ ક્યાં? તેમજ સન્યાસ ક્યાં, અને કલિયુગ ક્યાં! તેં તો મીઠાં મીઠાં અન્નો ખાવાની ઇચ્છાથીજ આ સન્યાસીનો વેષ ધર્યો છે."

**क्व स्वर्गः क्व दुराचारः क्वाग्नि होत्रं क्व वा कलि ।**

**मन्ये मैथुन कामेन वेषोऽयं कर्मिणां धृतः ॥ ३१ ॥**

શ્રી શંકરાચાર્ય—સ્વર્ગ ક્યાં ને દુરાચાર ક્યાં? તેમજ અગ્નિહોત્ર ક્યાં ને કલિયુગ ક્યાં? હું ધારૂં છું કે તેં મૈથુનની લાલચથીજ આ કર્મકાંડીઓનો વેષ ધર્યો છે.

આ પ્રમાણે કેટલોક વિખવાદયુક્ત વાદ ચાલ્યા પછી પાસે બેઠેલા જૈમીની અને વ્યાસે મંડનમીશ્રને સમજાવતાં કહ્યું કે:—હે પુત્ર! આત્મતત્વને જાણનાર આ દીવ્ય સન્યાસીને દુર્વચનો કહેવાં એ ભલા માણસની રીત નથી માટે તું તેમનો આદર સત્કાર કર!

પછી મંડનમીશ્રે શ્રી શંકરાચાર્યને આદરમાન આપી પોતાના અતિથી તરીકે સ્વીકાર્યા.

## વિનોદ ૨.

કોઇ એક તીર્થક્ષેત્રમાં એક માણસ રહેતો હતો, કે જે મહા પાપી હતો, તેને કોઇ મહાત્માએ પૂછ્યું કે, ભલામાણસ! તું આવી પવીત્ર ભુમિમાં રહી આટલું પાપ શા માટે કરે છે? તું કેટલા અવતારે આ પાપનો બદલો ભોગવી રહીશ. ત્યારે તેણે જવાબ આપ્યો કે:—

**अन्यक्षेत्रे कृतं पापं तीर्थक्षेत्रे विमुच्यते ।**

અર્થાત્ "બીજી જગ્યાએ કરેલાં પાપો તીર્થક્ષેત્રમાં મુક્ત થઇ જાય છે."

જ્યારે બીજી જગ્યાએ કરેલાં પાપ આ તીર્થક્ષેત્રમાં મુક્ત થાય છે. તો આ તીર્થક્ષેત્રમાં કરેલાં પાપો તો અહેજ શાનાં? અને કદાચ લાગે તો તુરત નાહી નાખવાથી પાછા હતા તેવાને તેવા. જ્યારથી મને આ ઉપદેશ મળ્યો ત્યારથી અહિં આવી સુખચેનથી જીવન વ્યતિત કરૂં છું.

મહાત્મા—મૂર્ખ? તે શ્લોકનું બીજું ચરણ આવડે છે?

પાપીષ્ટ—ના, અને તે શીખવાની મારે જરૂર પણ નથી; કારણ કે મને મારા બાપે શિખામણ આપી છે કે "જેટલું આવડે તેટલું બરાબર અમલમાં મૂકવું જ્યાં સુધી શીખેલામાં પાવરધા ન થવા. ત્યાં સુધી બીજાને ઝાલવું નહિ."

મહાત્મા—મૂર્ખ? હવે તને આવડે છે તેમાં પુરો પ્રવીણ થઇ ગયો છું માટે બીજું શીખ!

પાપીષ્ટ—ત્યારે શીખવો જોઇએ.

મહાત્મા—બોલ? **तीर्थ क्षेत्रे कृतं पापं वज्रलेपो भविष्यति ॥**

અર્થાત્ "તીર્થક્ષેત્રમાં કરેલું પાપ વજ્રના લેપ જેવું થાય છે."

પેલો પાપીષ્ટ પુરૂષ તો આભોજ બની ગયો કે હવે મારો ઉદ્ધાર ક્યારે થશે? મહાત્માએ કહ્યું તેં તારા પાપનો પસ્તાવો કર્યો માટે હવે તે પાપો બધાં નાશ પામી ગયાં છે. માટે હવેથી બીજાં નવાં કરતો ના?

વિનોદ ૩.

એક વખત પ્રખ્યાત ભોજ રાજાના મહેલમાં કોઇ એક ચોર ચોરી કરવા પેઠો હતો તે મહા વિદ્વાન હતો, જેથી બધાં શાસ્ત્રો

તેને જીવ્હાગ્રે હતાં. આખી રાત્રી વ્યતિત થઈ પણ ગમે તે ચીજ ચોરવા જેવી દ્રષ્ટિ કોઈ જણાઈ નહિ. એવામાં રાજા પલંગમાંથી અચાનક ઉઠી ભીંત ઉપર નીચે પ્રમાણે શ્લોક લખવા લાગ્યો—

**चेतो हरा युवतः सुहृदोऽनुकुल ।**
**सद्बांधवा प्रणय नम्रगिरश्चभृत्या ॥**
**गर्जंति दंति निवहास्तरला स्तुरंगा ।**

અર્થાત—ચીત્તને રાજી કરનારી સ્ત્રીઓ મરજી પ્રમાણે ચાલનારા મિત્રો સબંધીઓ, વિવેકી પ્રેમાળ તથા નમ્ર વાણી બોલવાવાળા નોકરો, મોટા દંતવાળા ગર્જના કરતા હાથીઓ, તથા સારી ચાલના ઘોડાઓ."—

આ પ્રમાણે ત્રણ ચરણો લખ્યાં, પણ ચોથું ચરણ ન આવડયું કારણકે પોતાની સમસ્ત સમૃધ્ધનો ત્રણ ચરણોમાં સમાવેશ થઇ ગયો. હવે ચોથા ચરણની ગડભાજમાં રાજા નિદ્રાધિન થઈ ગયો.

આ બનાવ પેલો ચોર જોઈ રહ્યો હતો તેને ચોથુ ચરણ જીવ્હાગ્રે થઇ રહ્યું હતું. જ્યારે રાજા ઉંઘી ગયો તે વખતે ચોરે રાજાના લખેલાં ત્રણ ચરણો નીચે ચોથું ચરણ લખી શ્લોક પુરો કર્યો.—

**संमोलने नयनयोर्नहिकिंचीदस्ति ॥**

અર્થાત—" બે આંખો મીંચાયા પછી તે બધું નકામું છે."

સવારમાં રાજા પોતાનો શ્લોક પુરો થયેલો જોઈ વિસ્મયતામાં ગરકાવ થઇ ગયો. પછી તેનો લખનાર શોધવા માટે ગામમાં પડો વજડાવી જાહેર કર્યું કે " રાત્રે રાજા ભોજના મહેલમાં જે

કોઇ આવ્યું હોય. તે જો જાતે હાજર થશે તો તેને દશ ગામ ઈનામમાં આપવામાં આવશે."

પેલો ચોર જાતે આવી હાજર થઇ ગયો. જેથી રાજાએ તેને દશ ગામ ઇનામ તરીકે આપ્યાં.

## વિનોદ. ૩

એક વખત ભોજ રાજાએ રાત્રીના સમયમાં ચંદ્રમંડલને જોઈ તેમાં રહેલ કલંકનું વર્ણન કર્યું.

**अंकेकेपि शशंकिरे जल निधेः पंकंपरे मेनिरे ।**
**सारंग कति चिच्च संजगदिरेभुच्छाय मैच्छन्यरे ॥**

અર્થાત—ચંદ્રમંડળમાં કોઈ કલંકની શંકા કરે છે, તો કોઇ સમુદ્રનો કાદવ કહે છે. ( ચંદ્ર સમુદ્રમાંથી ઉત્પન્ન થયો છે માટે ) કોઈ હરણ કલ્પે છે, તો કોઇ પૃથ્વીની છાયા માને છે.

એ પ્રમાણે પૂર્વાર્ધ લખી કાળીદાસના હાથમાં આપ્યું ત્યારે કાલીદાસે તેજ વખતે તેનું ઉતરાર્ધ લખી આપ્યું.

**इंद्रो यत्रलि तैंद्रनिल शकल श्यामं दरी दृश्यते**
**तत्सांद्रं निशि पीत मंघ तमसं कुक्षो स्थमा चक्ष्म हे**

અર્થાત્—ચંદ્રમામાં જે ઇંદ્રનીલમણીની સમાન જે શ્યામતા નજરે આવે છે. તે વિષયમાં હું આ પ્રમાણે કહું છું કે ચંદ્રમાએ રાત્રીનો જે ઘોર અંધકાર તેનું પાન કર્યું છે. તેનું એ કુખમાં નિશાન છે.

## વિનોદ ૪.

કોઇ એક મુમુક્ષુએ શ્રી માધવાચાર્યને પ્રશ્ન પૂછ્યો કે નિત્ય મુક્ત એવા શીવજીને સન્યસ્ત લેવાનું શું કારણ હતું. આ સાંભળી શ્રી માધવાચાર્ય કહે છે કેઃ—

स्मरेण किल मोहितौ विधि विधु बलात्पथौ
तथाऽह मपि मोहिनो कच कुचादि वीक्षापरः ।
अंगा महह मोहिनी मिति विमृश्य सोऽज्जागरी
र्पति शत्र पुषाशिवः स्मर कृतार्ति वार्तोज्झितः ॥

અર્થ—બ્રહ્મદેવને કામે મોહીત કર્યા, તેથી તે પોતાની પુત્રીની પછવાડે દોડયા, અને ચંદ્રને કામે મોહીત કર્યો તેથી તેણે બ્રહસ્પતિની સ્ત્રી તારાનું હરણ કર્યું, એ પ્રમાણે કામે મોહીત કરેલા તે બંને અવળે માર્ગે ચઢી ગયા હતા. તેજ પ્રમાણે હું શીવ પણ મોહિનીના કેશ અને સ્તનને જોવાથી તેને વિષે પ્રીતવાળો થઇને મોહિની પછવાડે ગયો હતો. એ મોટું આશ્ચર્ય છે !! એ પ્રમાણે વિચાર કરીને શ્રીપતિવર્ય શંકરના દેહે કરીને શિવ કામે કરેલી પીડા સંબંધી વાર્તાનો પણ ત્યાગ કરીને અતિશય જાગૃત રહે છે. આર્થાત એવા કાર્યને માટે જેમાં કામની વાર્તા પણ ન આવે. એવા સન્યસ્તાશ્રમનો શંકરે અંગીકાર કર્યો છે.

## વિનોદ ૫.

એક વખત ભોજ રાજા વેશ બદલીને ધારા નગરીમાં નગરચર્ચા જોવા નીકળ્યો. ફરતાં ફરતાં કોઇ એક બ્રાહ્મણના ઘર આગળ મધ્યાન્હના સમયે વિશ્રામ કર્યો, ત્યારે તે ઘરવાળો વૃધ્ધ બ્રાહ્મણ વૈશ્વદેવ કરી બહાર આવી કાગડાઓને બલીદાન આપવાર્થે તેમને " કાગવાશ ", " કાગવાશ " ના ઉચ્ચારોથી સંબોધવા લાગ્યો. જેવા કુર શબ્દનો ઉચ્ચાર કરતા. કાગડાઓ આવી પહોંચ્યા. કાગડાઓની વાણી સાંભળી બ્રાહ્મણની જુવાન સ્ત્રી ભયથી વ્યાકુળ થવા જેવી બની છાતીપર હાથ રાખી ઓ મા !

ઓ મા ? પોકારવા લાગી. ત્યારે બ્રાહ્મણે કહ્યું, હે પ્રિયે ! હે સાધુ શીલે ! શાને બીહે છે. ત્યારે તે બોલી. કે નાથ મારા જેવી પતિવૃતા સ્ત્રીઓથી આવા ( કાગડાઓના ) ક્રુર શબ્દો સંભળાય ? બ્રાહ્મણે કહ્યું હે સાધુ શીલે ? તું ભય મા રાખ, હવેથી તેમ કરીશું નહિ. ( કાગડાઓને બોલાવીશું નહિ. )

આ બધો બનાવ રાજા જોઈ રહ્યો હતો તેણે વિચાર્યું કે આ યુવતિ નીઃસન્દેહ દુરાચારણી હોવી જોઇએ; કારણ કે કાગડાઓથી ડરીને પોતાના મુખે પોતાના પતિવૃતપણાનાં વખાણ કરે છે. આ બિકણ સ્ત્રી અવશ્ય રાત્રીમાં દારૂણ કામ કરતી હશે, એમ ધારી રાજા રાત્રી પણ ત્યાંજ છુપાઇ રહ્યો. જ્યારે અર્ધી રાત્રી ગઇ ત્યારે તે સ્ત્રી પોતાના પતિને ભરનિંદ્રામાં ઉંઘતો મૂકી હાથમાં માંસની પેટી લઇ જારકર્મ કરવાર્થે નર્મદાને તીરે ગઈ. આ તરફ રાજા પણ પોતાનો વેશ છુપાવી તેની પાછળ ગયા. પછી તે સ્ત્રી નર્મદાપર જઇ મગરોને માંસ નાખી સ્હેજમાં નર્મદા તરી શુળો પર ( બાણુશયા ) બેઠેલા ( ગોગી )પોતાના પ્રિયતમ સાથે રમણ કર્યું.

રાજાએ આ ચરીત્ર જોઇ ઘેર આવી પ્રાતઃકાળમાં સભામાં કાળીદાસને જોઇ કહ્યું કે- શ્રેષ્ટ કવી સુણો—

ભોજ—**दिवा काकरुतान्भीता** "દિવસે કાગડાના સ્વરથી ડરી."
કાલીદાસ—**रात्रौ तरति नर्मदाम्** । "રાત્રીએ તે સ્ત્રી નર્મદા તરી."
ભોજ—**तत्र संति जले ग्राहाः** "તે જળમાં મગરો હતા."
કાળીદાસ—**मर्मज्ञा सैव सुंदरी** ॥ "તે સ્ત્રી બધા મર્મને જાણતી હતી, અર્થાત્ મગરો રહે છે તેવું જાણતી હોવાથી માંસની પેટી સાથે રાખી હતી. આ સાંભળી રાજા કાળીદાસના ચરણોમાં નમી પડયો અને ઘણું ઇનામ આપ્યું,

પ્રશ્નોત્તરોનો શ્લોક-दिवा काकरुतादभीता रात्रौतरतिनर्मदाम् ।
तत्रसंति जलेग्राहाः मर्मज्ञासैवसुंदरी ॥

વિનોદ ૫.

એક સમયે રાજા ભોજે કાળીદાસને કહ્યું કે હે સુકવે? મારા અંત સમયનો શ્લોક બનાવો જોઇએ. આ સાંભળી કાળીદાસ ક્રોધીત થઈ બોલી ઉઠયા કે, મારાથી તે કોઇ દિવસ આપની હયાતી છતાં અંતકાળનો શ્લોક બનાવી શકાશે નહિ. આથી રાજા કાળીદાસ પર કુપીત થયો. જેથી કાળીદાસ પોતાની વિલાશવતિ વેસ્યાને લઇ ધારાનગરીની હદ છોડી એક શીલાનગર નામે શહેરમાં ગયો. રાજાથી કાળીદાસનો વિયોગ ન સહન થઇ શકવાથી તેમને ખોળી કાઢવા માટે પોતે યોગીનો વેશ લઈ તે શીલા નગરીમાં ગયા. તો કાળીદાસે યોગીને પૂછ્યું કે હે મહાત્મન્! આપને કયાં રહેવું? યોગીએ જવાબ આપ્યો કે મારે ધારાનગરીમાં રહેવું. ત્યારે કાળીદાસે કહ્યું કે ત્યાંના રાજા ભોજ તો પ્રસન્ન છે ને? સાંભળી યોગી ગ્લાન મુખ કરી બોલ્યા કે "શું કહું?" કાળીદાસે કહ્યું કે ગમે તેવી વિચીત્ર વાત હોય તો પણ સત્વર નિવેદીત કરો. ત્યારે યોગી બોલ્યા કે "રાજા ભોજ તો સ્વર્ગે સીધારી ગયા. આ વિગત સુણવાંની સાથે કાળીદાસને મૂર્છા આવી ગઈ, અને પૃથ્વી ઉપર પડી ગયા. પછી થોડીવારે શુદ્ધિ આવતાં વિલાપ કરવા લાગ્યા કે હે દેવ? તમારા વિના હું ઘડીભર પણ પૃથ્વી પર રહી શકવાનો નથી. હમણાં જ હું પણ આપની સમીપ આવું છું. એમ કહી કાળીદાસે વારંવાર વિલાપ કરી અંત સમયનો શ્લોક બનાવ્યો–

अद्य धारा निराधारा निरालंबा सरस्वति ।
पंडिताः खंडिता सर्वे भोजराजे दिवंगते ॥

અર્થ–આજ ભોજના સ્વર્ગે સીધારવાથી ધારાનગરી નીરાધાર થઇ, વિદ્યા આશ્રયહિન થઇ, અને સર્વ પંડિતો ખંડિત થઇ ગયા.

. એ પ્રમાણે જ્યારે કવી અંત સમયનો શ્લોક બોલ્યા ત્યારે યોગી અચેત થઇ પૃથ્વીપર પડી ગયા. ત્યારે કાળીદાસે યોગીને નિહાળીને જોયા તો તે રાજા ભોજ માલમ પડયા. પછી કાળીદાસ બોલ્યા કે અહાહા? મહા ખેદની વાર્તા થઇ ગઇ. મહારાજ? આજ આપે મને ઠગી લીધો છે, એવું કહી શીઘ્રતાથી બીજી રીતે તેજ શ્લોક ભણ્યો.

**अद्यधारा सदाधारा सदालंबा सरस्वति ।**
**पंडिताः मंडिता सर्वे भोजराजे भुवंगते ॥**

અર્થ—આજ રાજા ભોજના પૃથ્વીપર આવવાથી ધારાનગરી આધારવાળી થઇ; સરસ્વતિને અવલંબન મળ્યું અને સમસ્ત પંડીતો મંડીત થઇ ગયા.

ફરી રાજા કાળીદાસને પ્રણામ કરી વાજતે ગાજતે ધારાનગરીમાં તેડી લાવ્યા.

## વિનોદ ૬.

એક સમય રાજા ભોજ ધારાનગરીમાં રાત્રે ફરતા ફરતા એક બ્રાહ્મણને ઘેર જઇને જોયું તો પતિવ્રતા સ્ત્રીના ખોળામાં તેનો પતિ સુઇ ગયો હતો, અને તેનો દીકરો સુઇ ગયેલો તે ઉઠીને રમતો રમતો અગ્નીની સમીપ જઈ પહોંચ્યો છે. બાળકને જોયા છતાં પણ તે સ્ત્રી ત્યાંથી ઉઠી નહિ. છોકરો અગ્નિકુંડમાં પડી ગયો, તો પણ તે સ્ત્રી ‘પતિ જાગશે તો પતિને દુઃખ થશે.’ એમ ધારી પતિવ્રતા સ્ત્રીએ બાળકને ન લીધું. આ જોઇ રાજા વિસ્મય પામ્યો. પછી તે સ્ત્રીએ અગ્નીદેવની પ્રાથના કરી હે યજ્ઞેશ્વર! તમો સર્વ કર્મોના

સાક્ષીભુત છો. હું પતિવ્રત ધર્મથી વશીભુત હોવાથી માગ બાળકને ન પકડી શકી એ બધું તમે જાણો છો. માટે દયા કરી મારા બાળકને બાળશો નહિ. આ સ્તુતિ સાંભળી અગ્નીદેવ તેના પતિવ્રતપણાથી પ્રસન્ન થઈ બાળકને જીવતું કુંડમાંથી બહાર કાઢ્યું. જ્યારે આ તરફ પતિવ્રતા પતિસેવામાંજ લાગી રહી હતી. જ્યારે તેના સ્વામીની નીંદ્રા છુટી ત્યારે તેણે ઉઠીને ઉતાવળથી બાળકને લઇ લીધું. આ સ્ત્રીનો પતિવ્રતનો મોટા ધર્મ જોઇ રાજા વિસ્મય થઈ બોલ્યો કે અહા ! હું પણ મોટો ભાગ્યશાળીજ છું. કારણકે જેના રાજ્યમાં આવી પતિવ્રતા સ્ત્રીઓ વસી રહી છે. ફરી પ્રાતઃકાળમાં રાજા સિંહાસન પર બિરાજી કાળીદાસને કહ્યું કે હે સુકવે ? મેં કાલ રાત્રીએ મોટું આશ્ચર્ય જોયું એવું કહી રાજા બોલ્યો "**हुताशन श्चंदन पंकशीतलः**" અર્થાત્ "અગ્ની ચંદનના કાદવ સમી શીતલ થઇ ગઈ."

ફરી કાળીદાસે શીઘ્રતાથી બીજાં ત્રણ ચરણ બનાવી શ્લોક પુરો કરી આપ્યો.

**सुतं पतंतं प्रसमीक्ष्य पावके**
**न बोधयामास पति पतिव्रता ॥**
**तदा भवस्यत्पति भक्ति गौरवाद् ।**
**हुताशनश्चंदन पंक शीतलः ॥**

અર્થ—પુત્રને અગ્નીકુંડમાં પડતાં જોઈ પણ પતિવ્રતા સ્ત્રીએ પોતાના પતિને જગાડયો નહિ. તો એના પતિવ્રતપણાના પ્રભાવથી અગ્ની ચંદનના કાદવ સમાન શીતલ થઈ ગઇ;

આ પ્રમાણે પોતાનો અભીપ્રાય કાળીદાસને આપતો જોઇ રાજા વિસ્મય થયો, અને કવિના પગમાં પડયો.

## વિનોદ ૭.

એક સમય રાજા ભોજે એક કવીને એક લાખ ધન આપ્યું આથી મોઢે કહેવાને અસમર્થ પ્રધાને રાજાને સુવાની જગ્યા પર સ્પષ્ટ અક્ષરોથી લખ્યું કે-**आपदर्थं धनं रक्षेत्**। "વિપત્તિને લીધે ધનની રક્ષા કરવી જોઇએ." રાજાએ જાગીને ઉઠતી વખતે ભાંત ઉપર આ અક્ષરોને જોયા. પછી રાજાએ બીજા ચરણને પુરૂં કરતાં લખ્યું કે **श्रीमतां मापदः कुतः** ॥ "શ્રીમંતોને વિપત્તિ શી ?" બીજે દિવસે રાજાએ બીજુ ચરણ પુરૂં કર્યું જોઇ પ્રધાને ત્રીજુ ચરણ લખ્યું કે—**साचेद पगता लक्ष्मी:**। "તે લક્ષ્મી જતી રહેશે તો ?" આ જોઇ રાજાએ ચોથુ ચરણ પુરૂ કરી તેની સાથે લખી દીધું કે—**संचीतार्थो विनश्यन्ति** ॥ "સંચીત કરેલું ધન પણ નષ્ટ થઇ જાય છે.

આ પ્રમાણે વાંચી પ્રધાન રાજાના ચરણોમાં નમી પડયો. અને માફી માગી.

તેનો આખો શ્લોક નીચે પ્રમાણે બની રહ્યો-

**आपदर्थं धनं रक्षेत् श्रीमंतामापदः कुतः ।**

**साचेद पगता लक्ष्मी, संचीतार्थो विनश्यति ॥**

## ×વિનોદ ૮.

એક વખત ભોજરાજાની કચેરીના બધા પંડિતો કવી કાળીદાસ ઉપર દાઝે બળવાથી ટોળે મળી કાળીદાસનું કાશળ કાઢવાનો પ્રયત્ન કરતા હતા. ફરી કોઇના કહેવાથી રાજાને પાનની બીડી આપનારી દાસી મારફતે તે કામ કરવાનું નક્કી કરી તે દાસીને બોલાવી. દાસીને હાર વગેરેની લાલચ આપી: જેથી તે તે કામ કરવા તૈયાર થઈ

× આ તથા બીજા ભોજ અને કાળીદાસના સંવાદો "ભોજ પ્રબંધ" ની હીંદી પ્રત પરથી લેવામાં આવ્યા છે.

અને બોલી કે કાળીદાસને થોડાજ વખતમાં દેશપાર કરાવું છું. આવું કહી તે દાસી મહેલમાં ગઈ.

થોડા વખતમાંજ રાજા એકલો સુઈ ગયો હતો ત્યાં પેલી દાસી રાજાના પગ દબાવતાં દબાવતાં ઉંઘી જવાનો ડોળ કરી ત્યાંને ત્યાં સુઈ ગઇ. રાજા જાગે છે એમ તેમના પગ વગેરે હાલતા જોઇને ઉંઘમાં બોલતી હોય તેમ બોલી કે "હે સખી મદમાલીની ! પેલો દુષ્ટ કાળીદાસ દાશીનો વેષ ધારણ કરી અંતઃપુરમાં જઇ રાણી લીલાદેવી સાથે રમણ કરે છે." રાજા આ વાતને સાંભળી દીઙ્મુઢ બની ગયો. બેઠો થઈ દાસીને જગાડતો બોલ્યો કે હે તરંગવતી ? શું બકે છે ? ત્યારે નિંદ્રામાં ઉઠતી હોય તેવો દેખાવ કરી તે સાંભળતી નથી. રાજાએ બુરી વાણી સાંભળી વિચાર્યું કે આ તરંગવતી નિંદ્રાને વશ હોવાને લીધે વાસનાથી રાણીનાં દુશ્ચરીતોને કહી નાખે છે. તે નારી વેષે અંતઃપુરમાં આવે એ સંભવીત છે. કારણકે સ્ત્રી ચરીત્ર કોઇ પણ કળી શકતું નથી.

આવો વિચાર કરી બીજા દિવસે રાજા પોતાના શરિરમાં તાવ આવ્યો છે એવું છળથી જાહેર કરી સુઈ ગયા. ફરી કાળીદાસ કવીને દાસી મારફને બોલાવ્યા, અને એ દાસી સાથે લીલાદેવીને પણ બોલાવી. રાજાએ કહ્યું કે પ્રીયે ? મારે હવે પથ્ય ખોરાક લેવો જોઇએ. જેથી રાણીએ ચાંદીના વાસણમાં મગની દાળ પીરસી ત્યારે રાજાએ એનો અભીપ્રાય જાણવાને અર્ધો શ્લોક બોલ્યા.—

मुग्द्द दाली गद व्याली कवींद्र वितुषा कथम् ।

"હે કવીરાજ ! રોગનાશક સર્પીણી રૂપ મગની દાળ છોડાંથી રહીત કેમ થઇ ?"

કાળીદાસ તેનો અર્ધો શ્લોક પુરો કરતાં બોલ્યા કે—

**अंधो वल्लभ संयोगे जाता विगत कंचुकी ॥**

અર્થાત્ "ભોજનરૂપી પતિના સંયોગમાં આ સ્ત્રીએ પોતાની કંચુકી ખોલી દીધી છે.

આ પદના અર્થને જાણી રાણી હસી. જેથી રાજાનો વહેમ દઢ થયો કે રાણી પાસે હોવા છતાં કાળીદાસે આવો બીભત્સ અર્થ કર્યો, અને રાણી પણ તે સાંભળી હસી માટે જરૂર દાસીના સ્વપ્નની વાર્તા બરાબર હોવી જોઇએ. સ્ત્રીઓનાં ચરીત્રો કોણ જાણી શકે છે. કહ્યું છે કે—

**अश्व प्लुतं माधव गर्जितं च**
**स्त्रीणांच चितं पुरषस्य भाग्यम् ।**
**अवर्षणं चाप्पति वर्षणंच**
**देवो न जानाति कुतो मनुष्यः ॥**

અર્થ—ઘોડાનું કુદવું, મેઘનું ગાજવું, સ્ત્રીઓનું ચિત્ત, પુરૂષોનું ભાગ્ય, અનાવૃષ્ટિ અને અતિવૃષ્ટિ, એ દેવતાઓ પણ નથી જાણતા તો મનુષ્ય તો કોણ હિસાબમાં.

દારૂણ અપરાધી હોય પણ બ્રાહ્મણને મારવો યોગ્ય નથી. વળી તે સરસ્વતીનો અવતાર છે ( રાણીનો ) એ વાત વિચારી કાળીદાસને કહ્યું કે તમે મારા રાજ્યમાંથી ચાલ્યા જાઓ. ફરી મારી સાથે વાત પણ કરતા નહિ. આ સાંભળી એકદમ ઉઠી પોતાની વિલાસવતી વેશ્યાને ત્યાં આવ્યા, અને કહ્યું કે હે પ્રીયે ? રાજાનો હુકમ થયો છે કે " આ રાજ્ય છોડી એકદમ ચાલ્યા જવું. આ સાંભળી વિલાસવતી બોલી કેઃ—

तदेवास्यं परंमित्रं यत्र संक्रामति द्वयम् ।
पृष्टे सुखंचदुःखंच प्रतिच्छाये व दर्पणे ॥

અર્થ—તે પ્રાણી એજ મીત્ર છે કે જેના દર્શનથી સુખ, દુઃખ બંને દર્પણના પ્રતિબીંબ સમાન દેખાય છે.

માટે હે પ્રીય ! જ્યાં સુધી હું જીવતી છું ત્યાં સુધી તમારે રાજાનું શું કામ છે, અને રાજાનું ધન તમારે શું કરવું છે. પુરા સુખચેનથી મારા મહેલના ગુહ્ય ભાગમાં બે ફીકર રહો. એ રીતે કાળીદાસે કેટલાક દિવસ વિતાવ્યા.

કેટલાક દિવસ વિત્યા બાદ રાજાને લીલાવતી રાણીએ પૂછ્યું કે આપને કાળીદાસ સાથે અથાગ મીત્રાચારી હતી. છતાં તેમને કેમ દેશથી કાઢી મૂક્યા ?

રાજાએ લીલાવતીનાં વચન સાંભળી કહ્યું કે હે દેવી ? કોઈએ મને કહ્યું કે કાળીદાસ દાસીના વેષે અંતઃપુરમાં આવી રાણી સાથે રમણ કરે છે. મેં તે વાતની પ્રતિતી કરવા તાવનું બ્હાનું કાઢી તમોને તથા કાળીદાસને જોઈ લીધાં કારણ કે તમારા હોવા છતાં કાળીદાસ બીભત્સ રીતે શ્લોકના ઉત્તરાર્ધને બોલ્યો, અને તમે પણ એ સાંભળી હાસ્ય કર્યું જેથી મારા વહેમ દઢ થયો, માટે બ્રાહ્મણ વધનો દોષ વિચારી મેં કવીને દેશમાંથી કાઢી મૂકયો.

રાણી આ વાત સાંભળી હાસ્ય યુક્ત વિસ્મયતાને પામી, અને બોલી કે હે કાન્ત ! ખરા આનંદની વાત છે કે આપે આ વાત પ્રગટ કરી. હવે મને સતી યા અસતીની ખાત્રી કર્યા વિના અહિંથી જશો તો નિશ્ચય હું પ્રાણ ત્યાગ કરીશ; ત્યારે રાજાએ કહ્યું કે તે વાત સત્ય છે. પછી રાજાએ નોકરો પાસે સર્પ મંગાવ્યો, લોઢાના ગોળા તપાવ્યા, અને ધનુષ્ય પર બાણ ચઢાવ્યું. જ્યારે તે

સુકુમારી રાણીએ સ્નાન કરી પોતાના પતિવ્રત ધર્મરૂપી અગ્નીથી પ્રદીપ્ત થઇ સૂર્ય નારાયણનું દર્શન કરી કહ્યું કે હે જગત્ચક્ષુ! તમે સર્વ પ્રાણી માત્રના સાક્ષી છો, અને સર્વ કામ જાણો છો.

जाग्रति स्वप्न कालच सुपुप्तौ यदि मे पतिः।
भोजएव परमान्यो मश्चिते भाषितोषिन॥

અર્થ—જાગતાં, સુતાં અને સ્વપ્નમાં મારા ચીત્તમાં મારા પ્રાણપતી ભોજના સિવાય બીજો કોઈ નથી આવતો એવું સત્ય કરી દેખાડો.

એમ કહી રાણીએ ત્રણે પરીક્ષાઓમાં સત્યથી પ્રવેશ કર્યો, અર્થાત સર્પથી ન ડસાઇ, અગ્નીથી ન બળી, અને બાણથી ન વિંધાઇ આવી રીતે રાણી શુદ્ધ થઈ ચુકી જોઇ રાજા નીચુ મુખ કરી ભુમિ ખણવા લાગ્યો, અને અત્યંત દીલગીર થઇ ગયો. અને કહેવા લાગ્યો કે હે દેવી ? મુજ પાપીને ક્ષમા કરો, વધારે શું કહું ?

જ્યારથી આ બનાવ બન્યો ત્યારથી રાજાને નિંદ્રા પણ નથી આવતી, કોઇને કશું કહી શકતો નથી. કેવળ ઉદાસીન અવસ્થામાં રાત દિન વ્યતિત કરે છે. હા ? હા ! હે કવે ? હે કાલીદાસ ? હે મમ પ્રાણતુલ્ય ? હા ? મુજ મૂર્ખે તને નહિ કહેવાનાં વચનો કહી દીધાં એટલું બોલતાં બોલતાં રાજા મુર્છાવશ થઇ ગયો. રાણીની આસના વાસનાથી કંઇક ચેતન થયો.

પછી કેટલોક વખત ગમગીનીમાં કાઢયા બાદ રાજાએ સભામાં આવવાનું ન છુટકે ચાલુ કર્યું, પણ કાળીદાસ વિના કાંઈ ન પડતું નથી. સમસ્ત સભા તેજહીન ભાસતી હતી; કોઇ કાળીદાસ જેવા મન રંજન વિનોદ કરી શકતુ ન્હોતું.

## વિનોદ ૮ ચાલુ.

એવામાં એક વખત પુર્ણીમાની રાત્રીમાં ચંદ્રને દેખી રાજા લીલાદેવીના મુખના મુખચંદ્રને નિહાળી કહેવા લાગ્યોઃ-

**तुलणं अणु अणु सरइ ग्लोंसो मुहचंदस्स खुपह्नाये** ॥

"કે આ ચંદ્રમા રાણીના મુખ ચંદ્રની બરોબરી કરે છે."

જ્યારે સવારમાં રાજા ઉઠયો, અને નિત્યકર્મ કરી સભામાં આવ્યો ત્યારે કહેવા લાગ્યો કે હે કવી ગણુ ? આ સંમસ્યાને પૂર્ણ કરો એમ કહી રાજાએ તે સમસ્યા કહી બતાવી "**तुलणं अणु अणु सरइ ग्लांसो मुहचंदस्स खुपह्नाये**" પછી કહ્યું કે આ સમસ્યાને પુરી કરો, નહિ તો મારા રાજ્યમાંથી નીકળી જાઓ. બધા કવીઓ થોડે થોડે પોતાને ઘેર ઉઠી ગયા, પણુ કોઇને સમસ્યા પુર્તી કરવાની હીંમત ન ચાલી. ત્યારે બધાએ મળી બાણુ કવીને મુદત માગવા દરબારમાં મોકલ્યા, બાણુ કવીએ સભામાં આવી કહ્યું કે હે રાજન ? સમસ્યા પુર્તી માટે આઠ દિવસની મહેતલ આપવા કૃપા કરશો. રાજાએ તે પ્રમાણે રજા આપી.

રાજાની આજ્ઞા બધા કવીઓને કહી બતાવી. એમ કરતાં આઠ દિવસ વિતી ગયા. ત્યારે આઠમા દિવસની રાત્રે બધા બાણાદિ કવીઓ એકઠા થયા; અને કહેવા લાગ્યા કે જુવાની અને વિદ્યાના મદમાં કાળીદાસને કાઢી મૂકાવ્યો. આ વખતે જો કાળીદાસ હોત તો આપણુને દેશ છોડવાનો વખત ન આવત. એમ કહી બધા કવીઓ પોતાના નઠારા કૃત્યનો પશ્ચાતાપ કરવા લાગ્યા. વળી કહેવા લાગ્યા કે આજે અવધિ પુરી થાય છે; માટે આપણે આજ અરધી રાત્રીએ આપણો ધન માલ વગેરે સઘળો અસ્બાબ લઈ છાનામાના જતા રહીએ એજ સલામતી ભર્યું છે; નહિ તો સવારમાં રાજા આપણો ધન માલ લુંટી

લઈ. એમને એમ પકેરે કપડે કાઢી મૂકશે. બધાએ તે વિચાર કબુલ રાખ્યો, અને સરવે પોતપોતાના ઘેર આવી બધો માલ વાહનોમાં ભરી રાત્રીએ ચાલવા માંડયું.

એવામાં કાળીદાસ વિલાસવતિના બાગમાં છુપાઈ રહેલો તેણે પેલા રસ્તે જતા કવિઓના બકબકાટ સાંભળી જાણ્યું કે આ કોઇ બ્રાહ્મણો જાય છે. જેથી દાસીને મોકલી. ખબર કઢાવી. દાસીએ તુરત જઇ પાછી આવી ખબર કહી કે કવી બાણ, મયુર ઇત્યાદિ કવીઓ બીજા બધા કવીઓ સાથે જતા રહે છે. આ સાંભળી કાળીદાસે કહ્યું કે પ્રીયે ? હમણાંજ વસ્ત્ર લાવો કે જેથી નાશી જતા બ્રાહ્મણોની રક્ષા કરૂં.

પછી કાળીદાસ ગુમચર બની હાથમાં તલવાર લઇ અરધો ગાઉ આગળ જઈ પેલા કવીઓ જાય છે તેમની સામે આવી. બોલ્યા કે ! રાજા ભોજની સભામાં મહાગૌરવ ધરવાવાળા વિદ્યાસાગર કવીઓ તમો બધા એકઠા થઈ ક્યાં જાઓ છો ? આવો કાળીદાસે ચારણી ભાષામાં પ્રશ્ન કર્યો. વળી પૂછયું કે રાજા કુશળ તો છે ને ? હું રાજા ભોજની પાસે ધનની આશાથી જાઉં છું, અને કાશી નગરથી આવ્યો છું. આ સાંભળી બધા હસીને ચાલવા લાગ્યા, પણ એક વિદ્વાન પાછો વળી ચારણને જોઇ આશ્ચર્ય થતો બોલ્યો કે હે ચારણ ? જે સત્ય હકીકત છે તે કહું છું તે સાંભળ.

રાજા ભોજે આ બધા કવીઓને એક સમસ્યા પૂછી તે તેની પાદપૂર્તી કોઇથી ન થઈ શકવાથી બધા રાજાની બીકથી પર રાજ્યમાં નાશી જાય છે. આ સાંભળી ચારણ કાળીદાસે કહ્યું કે એ સમસ્યા કેવી છે તે કહો જોઇએ, ત્યારે તે વિદ્વાને કહ્યું કે સાંભળો " **तुलणं अणु अणुसरइ ग्लोंसो मुहच्चंदस्स खुपदाये ।** " ચારણે કહ્યું

કે ઠીક છે ચંદ્રમાને જોઈ ગુઢ અર્થ ભરી શમસ્યા રાજાએ કહી છે તો તેની પુર્તી આ પ્રમાણે હોવી જોઇએ.

**अणु इंदि बंण यदि कह अणु किदि मस्स पडि पदि चंद्रस्स** ॥ આ પ્રમાણે પુર્તી સાંભળી સર્વ વિસ્મય થઇ ગયા. ચારણ તો બોલી તુરતજ ચાલતો થયો. કવીઓ બધા પાછા વળી પોતાને ઘેર આવી બધો અસ્બાબ છોડી નાખી. સવારમાં વહેલા ઉઠી રાજસભામાં ગયા કારણ કે પેલો ચારણ વહેલો આવી શમસ્યા પુર્તી કહી ન દે. માટે બધા ઉઘાડ કચેરીએ આવ્યા. જ્યારે સભા ચિકાર ભરાઇ ત્યારે રાજાએ કવિઓને પૂછ્યું કે અમારા પ્રશ્નનો ઉત્તર લાવ્યા કે? આ સાંભળી બાણ કવી ઉભા થઇ બોલ્યા કે આપના પ્રશ્નનો ઉત્તર આપવા સરસ્વતિ પણ સમર્થ નથી છતાં પણ આ પ્રમાણે કહીએ છીએ; એમ કહી બાણકવી બોલ્યા.

**तुलणं अणु अणु सरइ ग्लोसो मुहचंदस्स खुपदाये ।**
**अणु इदि बंण यदि कह अणुकिदि तस्स पडि पदि चंदस्स॥**

અર્થ—રાણીના મુખચંદ્રની બરોબરી આ ચંદ્ર કરે છે (ઉત્તર) પરંતુ રાણીનો મુખચંદ્ર સોળકળાથી સદૈવ પુર્ણ રહે છે, પણ ચંદ્રની કળા તો પ્રતિદિન વૃદ્ધિક્ષય થયા કરે છે; માટે રાણીના મુખચંદ્રની બરાબરી આ ચંદ્ર નથી કરી શકતો.

આ પ્રમાણે સાંભળી રાજા પ્રસન્ન થયો અને જાણ્યું કે આ પાદ પુર્તી કાળીદાસનીજ છે, અને હજુ કાળીદાસ મારા દેશમાં હયાતી ધરાવે છે. એ આનંદની વાર્તા છે. પછી રાજાએ પંડીતોને પુષ્કળ ધન આપી વિદાય કર્યા પંડીતો ત્યાંથી ઇનામ લઇ વહેંચતાં વઢી પડયાં જેમાંનો એક આવી પાદપુર્તીની બધી હકીકત કહી ગયો. જેથી રાજાને કાળીદાસ માટે ચોક્કસ ખાત્રી થઇ અને જાણ્યું કે

કાળીદાસ ચારણના વેશે રહે છે. પછી જ્યાં રાત્રે ચારણ મળ્યો હતો ત્યાં પોતાના સ્વારો મોકલી ભાળ કઢાવી તથા પગી લોકો પાસે પગલાં પણ જોવડાવ્યાં પણ કોઇથી પત્તો લાગ્યો નહિ.;

એક વખત એક દાસી હાથમાં ફાટલી જોડી લઈ મોચીને ઘેર દુરસ્ત કરાવા જતી હતી તે પેલા પગીઓના જોવામાં આવો તેથી તેઓએ પાછળ પાછળ જઇ મોચીની પાસેથી તે જોડી લઇ પેલાં રાત્રે જોયેલાં પગલાં સાથે સરખાવી જોઇ; બેસતી આવવાથી પગીઓ વિલાસવતીના મહેલની આજુબાજુ ગોઠવાઇ ગયા; અને પદ ચીન્હ મળ્યાની ખબર રાજાને મોકલાવી. રાજા વાજતે ગાજતે આખી કચેરી સમસ્ત વિલાસવતીના મહેલ આગળ આવી પહોંચ્યો.

આ વૃત્તાન્ત જોઇ કાળીદાસે વિલાસવતીને કહ્યું હે પ્રીયે ? મારા માટે તને કેવું કષ્ટ ભોગવવું પડે છે. તે જોઈ વિલાસવતી બોલી હે કવી કુલગુરૂ ? સાંભળો.

**मीत्र स्वजन बंधुनां बुद्धेर्वित्तस्य चात्मनः ।**
**आपन्निकष पाषाणो जनोजानाति सारताम् ॥**

અર્થ—મીત્ર, સ્વજન, બંધુ, બુદ્ધિ, ધન અને સાર એ વિપત્તિરૂપ કસોટીવાળો પુરૂષજ જાણે છે.

હે સુકવે ? જો રાજા આપણને વાણીથી કંઇ પણ કહેશે અગર નિરાદર કરશે તો આ દાસી અગ્નમાં બળી ભસ્મ થઇ જશે; માટે બે ફીકર રહો, આ સાંભળી કાળીદાસે કહ્યું કે એવું જાણશો નહિ. મને રાજા જોઇને તરતજ હસતો હસતો મારા ચરણમાં પડશે એટલામાં રાજા ભોજ વિલાસવતિના મહેલમાં આવી. કાળીદાસના પગમાં નમી પડ્યો અને કહેવા લાગ્યો કેઃ—

**गच्छत स्तिष्ठतो वापि जाग्रत: स्वपतोपि वा ।**
**माभून्मन: कदाचिन्मे त्वया विरहितं कव ॥**

અર્થ—"હે કવી ચાલતાં, ઉભા રહેતાં, જાગતાં અને સુતાં કદી મારૂં મન આપનાથી દૂર નહતું" આ સાંભળી કાળીદાસ નીચુ મુખ કરી ઉભા રહ્યા ત્યારે રાજાએ સામુ મુખ કરી કહ્યું કે.—

**कालिदास कलावास दास वच्चालितो यदि ।**
**राजमार्गे व्रजन्नत्र परेषां तत्रकात्रपा ॥**

હે કળાઓમાં શ્રેષ્ટ કાલીદાસ? તમોએ રાજમાર્ગમાં જતા મુજદાસની સમાન બોલાવ્યો તેમાં બીજાઓને શાની લાજ???

**धन्यां विलासिनी मन्ये [illegible]वेतया**
**निबद्धः स्वगुणैरेष शंकुतइवपंजरे ॥**

અર્થ—હું વિલાસવતી વેસ્યાને ધન્ય માનું છું કે જેણે પોતાના ગુણોના પીંજરમાં પક્ષોના સમાન કાળીદાસને બાંધી રાખ્યા છે. આ પ્રમાણે કાળીદાસનો ભેટો થવાથી રાજાએ ઘણું ધન દાન તરિકે વાપર્યું અને નગરમાં મોટો ઉત્સવ ઉજવ્યો.

---

## બ્રહ્મચર્યનો અમૂલ્ય નમુનો.

### વિનોદ—૯.

એક વખત શ્રી રામચંદ્રજી, જાનકીજી, અને લક્ષ્મણજી પિતૃ વચન પાળનાર્થે વનમાં વિચરતા હતા. પ્રસંગોપાત રામચંદ્રજીએ લક્ષ્મણજીનું બ્રહ્મચર્ય તપાસવા વિચાર કર્યો. પર્ણકુટી તજી શ્રીરામ જગન્માતા જાનકી લક્ષ્મણને સોંપી ગંગા કિનારે સંધ્યાદિ કરવા ગયા.

તત્પશ્ચાત પરબ્રહ્મ (શ્રીરામે) નીજાધીન રહેલી માયાને હુકમ

કર્યો એટલે માયાએ સીતાના ઉદરમાં ભયકારક દુઃખ મૂકયું જાનકીજી ગભરાઇને અશ્રુપાત કરવા લાગ્યાં અને પૃથ્વીપર પડી આક્રંદ કરવા લાગ્યાં. ત્યારે " માતાજી મારા ખોળામાં મુસ્તક મુકી નિંદ્રાવશ થાઓ હમણાં શ્રી રઘુનાથ આવશે અને આપના દુઃખને દૂર કરશે " એમ લક્ષ્મણજીએ કહ્યું.

લક્ષ્મણજીના કહેવા મુજબ જાનકીજી સહજ નિદ્રાવશ થયાં એટલે શ્રીરામે શુકનો વેષ લઇ પરિક્ષક તરીકે વૃક્ષપર ચઢી પ્રશ્નારંભ કર્યો.–

शुकउवाचः

पुष्पं द्रष्टवा फलं द्रष्टवा, द्रष्टवा स्त्रीणांवयं
त्रीणि रत्नानि द्रष्टवैव, कस्यनोच्चलते मनः ॥

અર્થ—પુષ્પ. ફળ, અને સ્ત્રીનું યૌવન આ ત્રણ રત્નોને જોઇને કોનું મન નિશ્ચલ રહે છે ?

लक्ष्मणुवाचः

पितायस्य शुचीर्भूता, माता यस्य पतिवृता ।
उभाभ्यां यश्च संभुत, स्तस्यनोच्चलते मनः ॥

અર્થ—જેના પિતા પવિત્ર છે, માતા પતિવૃતા છે, એવા માતા પિતાથી ઉત્પન્ન થયેલો છે તેનું મન નિશ્ચલ રહે છે.

शुकउवाचः–

अग्निकुंड समानारी, घृतकुंड समोनरः ।
जानुस्थिता परस्त्रीचेत कस्यनोच्चलते मनः ॥

અર્થ—અગ્નિકુંડ પ્રમાણે નારી છે, અને પુરૂષ ઘીના ઘડા જેવો છે પુરૂષની જંઘા પર પરસ્ત્રી સુતી હોય તો કોનું મન નિશ્ચલ રહે છે.

लक्ष्मणुवाच:—

मनोधावति सर्वत्र, मदोन्मत्त गजेन्द्रवत् ।
ज्ञानांकुशे समुत्पन्ने तस्यनोच्चलते मन: ॥

અર્થ—મન મદોન્મત્ત હાથીના જેવું સર્વ સ્થાનમાં દોડે છે. પરંતુ જ્ઞાનાંકુશ જેના હૃદયમાં ઉદ્ભવે છે. તેનું મન નિશ્ચલ રહે છે.

આ પ્રમાણેનું ભાષણ સાંભળી શ્રીરામચંદ્રજી શંકાથી વિમુક્ત થઈ પોતાનું સત્યસ્વરૂપ પ્રગટ કરી લક્ષ્મણપ્રત્યે કહેવા લાગ્યા કે:-

राम उवाचः

हे लक्ष्मण सत्य वादिन, सुमित्रा याश्चनंदन ।
इक्ष्वाकोश्च कुलोत्पन्न, ब्रह्मचारिन्नमोनम: ॥

અર્થ—હે લક્ષ્મણ ? તું સત્યવાદી, સુમિત્રાનો પુત્ર, અને ઇક્ષ્વાકુ રાજાના વંશમાં જન્મ લીધો છે. તેવા હે બ્રહ્મચારી તને વારંવાર નમસ્કાર છે. આ પ્રમાણે કહી રામચંદ્રજીએ લક્ષ્મણને સાષ્ટાંગ નમસ્કાર કર્યા, ત્યારે લક્ષ્મણજી બોલ્યા મહારાજ ! આપ વિપરીત કેમ કરો છો !

શ્રી રઘુનાથે કહ્યું, ભાઈ ! આ નમન તને નથી કર્યું, પણ તારા અડગ બ્રહ્મચર્યને કર્યું છે.

## સ્વજાત વખાણનો હાસ્યજનક નમુનો.×

### વિનોદ—૧૦.

જ્યારે શ્રીરામચંદ્રજી લંકામાંથી રાવણને મારી વિભિષણને રાજ્ય સોંપી સતી સીતાને લઇને અયોધ્યામાં પધારતાં રસ્તામાં સુગ્રીવની નગરીમાં પરોણાગતનો સ્વાદ ચાખવા રોકાયા હતા. તે પ્રસંગે જાનકીનું અતિ સૌન્દર્ય જોઈ વાનરીઓ આશ્ચર્ય પામે છે.

× ગુ. શા. ન્યુ અંકમાંથી ઉતારો.

પોતાના સ્વરૂપમાં ને આ સ્વરૂપમાં મહદન્તર હોવાથી પશ્ચાતાપ કરે છે.

કવિ બે શ્લોકથી વર્ણવે છે:—

**मर्कट्यो मिलीताः कपीन्द्र भवने सीतां पुरा दंडवत् ।**
**सानन्दं प्रणिपत्य तांचकुशलं प्रश्नाद्रिकं चक्रिरे ॥**
**अङ्घ्र्यब्जादि निरिक्ष्य विस्मय युताः किंचित्स्मिता स्यापुनः**
**प्रोचुर्जातिषुचश्चलाः कथमहो यत्नः कृतो यत्कृते ॥**
**संक्लिष्टा कपयश्च कौण पकुलं नष्टं दशास्यादिकम् ।**
**दग्धा स्वर्ण पुरिविचित्रभवना यानाब्धौ सेतु कृतः**
**किंब्रुमो रघुनायकं बहुविदं निर्लोमृदुकश्यामला ।**
**नन्दद्दीर्घनसा यदत्र मुमदे पुच्छंन तुच्छंक्वचित ॥**

અર્થ—કપીન્દ્ર-એવા સુગ્રિવ તેના મહેલમાં વાનરીઓ ભેગી થઇ, અને સીતાજીને આનંદપૂર્વક દંડવત્ પ્રણામ કરીને કુશલ વર્તમાન પુછ્યા અને ત્યાર પછી તેના ચરણકમળનું અવલોકન કરીને કિંચિત્ સ્મિત કરતી હતી, અને તેઓ જાતીમાં ચંચળ કહેવા લાગી કે અહો ? જેને માટે યત્ન કર્યો ( તે શું આ ? ) ( યત્નની પરાકાષ્ટા બતાવે છે ) વાનરાઓ દુઃખી થયા, રાવણનું રાક્ષસ કુળનાશ પામ્યું. વિચિત્ર પ્રાસાદોવાળી સોનાની નગરી બાળી, અને સાગર ઉપર સેતુ બાંધી ઠેકાણુ કર્યું. બહુ જ્ઞાની એવા રઘુનાયકને શું કહી શકીએ. મુદ્દલ રોમ ( રૂવાંટાં ) વગરની, કાળી આંખોવાળી, અને દીર્ઘનાશા ( નાક ) વાળી, બીજું તો શું પણ તુચ્છ એવું પુચ્છ પણ જોવામાં આવતું નથી. એવી સીતાને વિષે હર્ષ પામ્યા ? ?

સારાંશ કે સૌ સૌને પોતાનું સારૂં લાગે છે; કહેવત છે કે “ સીદીભાઇને પોતાનો છોકરો રૂપાળો લાગે. ”

## વિનોદ ૧૧[1].

### " એક અન્યોક્તિ પત્ર "

શ્રીમત પેશ્વા સરકારે ઉદેપુરના રાણા ઉપર લખેલો અન્યોક્તિ પત્ર.

**पीत्वा गर्जन्त्य पस्ते दिशि दिशि जलदा**
**स्त्वं शरण्ये गीरिणाम् ।**
**सुत्रा यत्रा सभार्जांत्रि दशविटपिनां जन्मभुमि स्त्व मेव: ॥**
**गाम्भीर्यं चापिता दृकत्वयि सलिल निधे किंतु विज्ञापयाम:**
**सर्वोपायेन मैत्रा वरुणी मुनिकृपा दृष्टय: काङ्क्षणीया: ॥**

ભાવાર્થ—વાદળાં તારૂ જળ પીને દરેક દિશામાં ગર્જના કરે છે. પર્વતોનું તું શરણ્ય છે. ઇન્દ્રના કલ્પવૃક્ષની જન્મભુમિ તુજ છે. અને ગંભીરતા પણ તેવીજ છે; પરંતુ હે સમુદ્ર ! ( રાણા ) વિનંતિ કરીએ છીએ કે—બધી રીતે અગસ્ત્ય મુનિની. ( બ્રાહ્મણ–પેશ્વા ) કૃપા દૃષ્ટિ ઇચ્છવા યોગ્ય છે.

સારાંશ કે—અમારાથી ડરીને પગલુ ભરશો ( આ પત્ર રાણા સાથે રાજ્યની સીમા બાબત પેશ્વા સરકારને કંઇક વાંધો પડવાથી આ શ્લોક દૂતને આપી મોકલ્યો: )

આ પત્રનું વાચન થયા બાદ રાણો ઉત્તર લખી મોકલે છે.

**क्षन्तव्या द्विज जातय: परिभवे ह्यत द्वच: पालनात ।**
**पीत: कुंभ समुद्भवेन मुनिना किंजात मेतावता ॥**
**मर्यादा यदि लङ्घ्यते विधि वशा यस्मिन्क्षणे वारिधि ।**
**त्रैलोक्यं सचराचरं ग्रसति य: कस्तत्र कुम्भोद्भव: ॥**

ભાવાર્થ—" નિશ્ચય દ્વિજ જાતિ રક્ષણ કરવા યોગ્ય છે. " એ

---

૧ ગુ. શા. જયુ. અંકમાંથી.

સ્મૃતિના વાક્યને પાળવા સારૂ ઘડામાંથી ઉત્પન્ન થયેલા મુનિવડે પાન કરાયો ગમેથી શું ? ? ?

જો વિધિવશાત્ તે ક્ષણે સમુદ્ર પોતાની મર્યાદાનું ઉલ્લંઘન કરે તો તે ક્ષણે સર્વ ત્રિલોકીને ગળી જાય. તો ઘડાથી ઉત્પન્ન થયેલ ( અગસ્ત્ય—બ્રાહ્મણ ) શી ગણતરીમાં ? ?

ઉપર પ્રમાણે જવાબ આપી દૂતને પાછો મોકલ્યો. આ જવાબથી પેશ્વા સરકારને ખોટું લાગ્યું. અને તકરાર વધી પડી.

## વિનોદ ૧૨.

### " ભણ્યા પણ ગણ્યા નહિ. "

કોઈ એક શહેરમાં એક બ્રાહ્મણ રહેતો હતો. તેને એક મુળશંકર નામે પુત્ર હતો. જેને કાશીમાં ભણવા મૂક્યો હતો. ભણીને જ્યારે ઉંમર લાયક થયો ત્યારે પોતાને વતન મુળશંકર પાછો ફર્યો.

પુત્ર આવ્યો જાણી માતાપિતા વાત્સલ્ય ભાવથી " મારો મુળીઓ " " મારો મુળીઓ " એમ બોલતાં સામાં આવ્યાં એ જોઈ મુળશંકર ભાઈનો મિજાજ હાથથી ગયો, અને ક્રોધથી લાલચોળ થઈ બડબડવા લાગ્યા કે—" હવે હું ઉમર લાયક થયો છું તો પણ મને શાસ્ત્ર નહિ જાણનાર આ ઘરડાં અને ગતિ વિનાનાં મારાં માતાપિતા તુંકારા કરીને બોલાવે છે. માટે તે જરૂર મુર્ખ છે. કારણકે શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

**लालयेत पञ्च वर्षाणि दशवर्षाणि ताडयेत् ।**
**प्राप्ते तुषोडषे वर्षे पुत्रंमित्रवदाचरेत् ॥**

અર્થ—પાંચ વર્ષનો પુત્ર થાય ત્યાં સુધી તેને લાડ લડાવવાં. દશ વર્ષનો થાય ત્યારે તેને ગુન્હાના પ્રમાણમાં શિક્ષા કરી શરૂ

કરવી અને સોળ વર્ષનો પુત્ર થાય ત્યારે તેને પિતાએ મિત્ર તુલ્ય-ગણી સર્વ હકો આપવા.

માટે માતા પિતા મૂર્ખ છે અને મૂર્ખનો ત્યાગ કરવો એ શાસ્ત્રનું ફરમાન છે. માટે મારે હવે જુદા રહેવું એજ શ્રેયસ્કર છે. એમ ધારી જુદા રહ્યા.

કેટલાક સમય પછી પંડિતને પોતાની સ્ત્રીને તેડી લાવવાનો વિચાર થયો. જેથી તુરત પોતાના સાસરે જવા નીકળ્યા.

પોતાના સાસરે આવ્યા, સાસુ સસરાએ સારો આદર સત્કાર કર્યો, પણ મુળશંકરની મુખમુદ્રા ઉપર કંઇક જુદાજ ભાવો રમી રહ્યા હતા. તેઓ એકદમ બોલી ઉઠયા કે-મારી ભાર્યા કયાં છે?

સાસુ સસરો વિસ્મય થયાં પણ જમાઈ કાશી જઈ ભણી આવેલો હોવાથી તેની ઇચ્છાનુસાર વર્તવાથી જ ફાયદો છે એમ સમજી કન્યાને મુળશંકર આગળ ઉભી કરી બતાવી કે આ રહી.

મુળશંકરે પાટલો વગેરે પુજાનો સામાન લાવવા કહ્યું તે પ્રમાણે સરવે હાજર કરવામાં આવ્યું. પછી મુળશંકર પંડિતે સ્ત્રીની સારી રીતે ષોડષોપચારે પૂજા કરી.

સાસુ સસરાએ કારણ પુછતાં જણાવ્યું કે-શાસ્ત્રની આજ્ઞા છે કેઃ—

'यत्र नार्यस्तु पुज्यन्ते रमन्ते तत्र देवताः । મ. સ્મૃ.

અર્થ—જ્યાં નારીઓની પુજા થાય છે ત્યાં દેવતાઓ રમણ કરે છે.

આ રીતે સમાધાન કરી મુળશંકર કેટલાક દિવસ રહી સ્ત્રીને તેડી પોતાના ઘર તરફ પ્રયાણ કર્યું. વળી રસ્તે આવતાં સ્ત્રીનું સૌ-

ન્દર્ય જોઇ શાસ્ત્રનું એક સુત્ર સાંભળી આવ્યું કે—" **रुपवती भार्या शत्रु** " રૂપવતી સ્ત્રી શત્રુ સમાન છે અને શત્રુ સાથે જવું એ જોખમ ભરેલું કાર્ય છે એમ ધારી સ્ત્રીને કુરૂપ બનાવવા અર્થે તેની એક આંખ ફોડી નાખી.

વળી આગળ જતાં સાંભળી આવ્યું કે, શાસ્ત્રમાં કહ્યું છે કે— " **एकाक्षी कुल नाशनि** " એક આંખવાળી કુળનો નાશ કરે છે. એમ વિચારી સ્ત્રીની બંને આંખો પણ ફોડી નાખી જેથી સ્ત્રી રસ્તામાંજ મરણ પામી.

એવામાં રાજાના માણસોએ તેને ખુની તરીકેના આરોપસર પકડયો અને રાજા આગળ રજુ કરવામાં આવ્યો. તે વખતે રાજા નિદ્રાવશ હોવાથી તેને ત્યાં જેમ તેમ બાંધી સિપાઇઓ બહાર ગયા. ત્યાંસુધી આપણા ભણેલા પંડિત બંધનથી મુક્ત થઇ રાજાની ભેગા જઈ સુઇ ગયા. રાજા આશ્ચર્યચકિત થયા અને પૂછયું કે તું કોણ છે? અને આમ કરવાનું કારણ શું? જ્યારે જવાબ મળ્યો કે— ગુનેગાર છીએ, મારા સમજવા પ્રમાણે હે રાજા! તું તદ્દન મૂર્ખ છું કારણકે શાસ્ત્રથી તું બીલકુલ અજ્ઞાત્ દેખાય છે. રાજા પ્રજાના ધર્મ તો મારા જેવા પંડિતોજ સમજી શકે. શાસ્ત્રમાં કહ્યું છે કે— " **यथा राजा तथा प्रजा** " જેમ રાજા તેમ પ્રજા હે રાજા? તું સુઇ ગયો હતો ત્યારે શું મારે બેસી રહેવું? નહિ. જેમ રાજા તેમ પ્રજા. માટે કાંઇ નવાઇ જેવું મેં કર્યું નથી.

રાજાએ સઘળી હકીકતથી વાકેફ થઇ પંડિતને મૂર્ખ ઠરાવી વિદાય કર્યા.

# વિનોદ ૧૩.

## અર્થનો અનર્થ.

કોઇ એક જગ્યાએ બ્રાહ્મણોની એક પંગત જમવા બેઠી હતી. તેમાં એકે પ્રશ્ન કર્યો કે—ભાઈ આમાં મૂર્ખ કોણ ? ત્યારે બીજાએ જવાબ આપ્યો કે મૂર્ખના ત્રણ લક્ષણ છે તે સાંભળો. [1]**मूर्खस्य त्रीणो चिन्हानि शिखा टीका च पट्टीका** " અર્થાત્ મૂર્ખનાં ત્રણ લક્ષણો છે તેલ ધુપેલથી ચોટલીઓ ચોખી ઓળી સાફ રાખવી, બીજુ ઝીણી સિંદુરની છીનાળ ટીપકી કરવી, અને ત્રીજુ પાટલીઓ ચોપીને વાળવી.

આ બીના એક બ્રાહ્મણનો નવો પાઠશાળામાં ભણી આવેલો છોકરો સાંભળતો હતો, તેણે તે ત્રણેને ત્યાગ કરવાનો વિચાર કર્યો.

એવામાં એક વહોરો તેની નજરે પડયો કે જેનું માથુ બોડુ, કપાળ સ્વચ્છ અને નિમાઝી હોવાથી આગળ તેમ પાછળથી પાટલીઓ નહિ વાળેલી હતી. જે પેલા બ્રાહ્મણને ઉપરના શ્લોકના આધારે મૂર્ખના ચિન્હ વિનાનો લાગ્યો. જેથી તેના અનુયાયી બની ડાહ્યામાં ખપવા વિચાર કર્યો.

તેણે કેટલાક દિવસે પોતાનો બ્રાહ્મણ ધર્મ ત્યાગ કરી મુસલમાની ધર્મ સ્વીકાર્યો. જ્યારે તેને કોઇએ પૂછયું કે ભાઈ તું તો બ્રાહ્મણ હતો ને આ ધમમાં કયાંથી ? ત્યારે તેણે જવાબ આપ્યો કેઃ—**मूर्खस्य त्रीणि चिन्हानि शिखा टीका च पट्टीका.**"

---

૧. ખરો અર્થ એવો છે કે–તે ત્રણે ચિન્હો નકામો વખત વ્યતિત કરે છે. અર્થ એવો નથી કે એ ત્રણે ચિન્હોનો સમૂળગો નાશ કરવો પણ તે છટેલપણાથી ન કરવાં.

એ રીતે બ્રાહ્મણ ધર્મ તો મૂર્ખતાથી ભરેલો છે. વાહ ? પંડિતો ? ? વાહ ? ? ?

## વિનોદ ૧૪.

કોઇ એક મહાત્માને મરણ વખતે તેના શિષ્યે પૂછ્યું કે—મહારાજ ? કાંઇ દવા વગેરે લાવું ? ત્યારે ગુરૂએ જવાબ આપ્યો કેઃ

**शरीरे जर्जरीभुते व्याधि ग्रस्तं कलेवरं ।**
**औषधं जान्हवी तोयं वैद्यो नारायणो हरि ॥**

અર્થ—શરિર જર્જરી ભુત થઇ ગયું, અને વ્યાધિથી ગ્રસાઇ ગયલા કલેવરને તો ગંગાનું પાણી તેજ ઔષધ, અને નારાયણહરિ તેજ વૈદ્ય છે.

પછી કેટલાક વખતે ગુરૂ દેવલોક પામ્યા, અને એવી રીતે કેટલાક સમયે શિષ્યને માંદગી થઇ, જ્યારે તેણે દવાદારૂ સારી રીતે શરૂ કરી દીધી, ત્યારે કોઇએ કહ્યું કે મહારાજ ? દવાથી તો ધર્મ ભ્રષ્ટ થવાય માટે દવા તમો ન પીશો ?

આ સાંભળી શિષ્યે જવાબ આપ્યો કે મારા ગુરૂનું વાક્ય છે કેઃ—

**शशिरे जर्ज रीभु ते व्यावि ग्रस्तं कलेवरं ।**
**औषधं जान्हवो तोयं वैद्यो नारायणे हरि. ॥**

મતલબ કે—શરીર નબળું પડે ત્યારે ઔષધને ગંગાના પાણી બરાબર પવિત્ર ગણી એક બુંદ પણ બગડે નહિ તેમ પીવું અને ડોકટર કે વૈદ્યને નારાયણહાર જેવા માનવા. કહો. ભાઇ ? ખરૂં કે નહિ ? ? ?

## વિનોદ ૧૫.

એક વખત શૈવો અને જૈનો વચ્ચે વિવાદ ચાલ્યો જે વખતે

એક શૈવ આચાર્યે જૈન ધર્મ વિરૂદ્ધ. એક નીચેનો મંત્ર ગાઈ સંભળાવ્યો:—

**सुरा पीत्वा पकं भुक्त्वा गत्वाच गणीका गृहे ।**
**हस्तिना ताडय मानाऽपि नगच्छे जैन मंदीरं ॥**

અર્થ—દારૂ પીધો હોય, અભક્ષ ભક્ષ કર્યું હોય, તથા ગણિકાને ઘેર જઇ આવતા હોઇએ, અને પાછળથી હાથી મારવા આવતો હોય તો પણ જૈનના મંદિરમાં પ્રવેશ ન કરવો.

સારાંશ ઉપરની બધી અપવિત્ર ચીજોથી અપવિત્ર થયેલા હોઇએ, અને પાછળથી હાથીના મારવાની બીક હોય તો પણ તેથી મરવું ભલે પણ જૈનના મંદીરમાં ન જવું કારણ કે તેથી પણ તેમાં વધારે અપવિત્ર થઇ જવાય છે.

આ સાંભળી જૈનોએ કહ્યું કે આ શ્લોક તો અમારા શાસ્ત્રનો છે. કારણકે " દારૂ પીધો હોય, અભક્ષ ભક્ષ કર્યું હોય, ગણિકાના ઘેર જઈ આવ્યા હોય, અને પાછળથી હાથી મારવા આવતો હોય તો મરવું ભલે પણ જૈન મંદીરમાં પ્રવેશ ન કરવો કારણકે તેનાથી જૈનનું મંદીર અપવિત્ર થાય છે.

## વિનોદ. ૧૬.

" અનુભવથી સઘળું ઓળખાય છે. "

એક વખત શ્રીરામ અને લક્ષ્મણ બંને ભાઇઓ ફરતા ફરતા પંપા સરોવરપર આવ્યા. ત્યાં સરોવરમાં બગલાને જોઇ રામચંદ્રજી લક્ષ્મણ પ્રત્યે કહેવા લાગ્યા કે:—

**पश्य लक्ष्मण पंपायां बकोपरम धार्मिकः ।**
**शनैः शनैः पदंधत्ते मत्स्य हिंसन शंकया ॥**

અર્થ—હે લક્ષ્મણ ! આ પંપા સરોવરમાં જો ? પેલો બગલો પરમ ધાર્મિક દેખાય છે કારણકે તે કેવો ધીમે ધીમે પગલાં મૂકે છે. કારણકે તેના મનમાં એમ છે કે-રખેને મારા પગ નીચે માછલાં આવી ચગદાઇ મરી જાય માટે ધીમે ધીમે ચાલે છે.

આ સાંભળી માંછલાં બોલી ઉઠયાં કેઃ—

**पथिनः नैव जानंति जानंति सहवासिनः ।**
**अनेनधूतवृतेन मत्कुलं निःकुलिकृतम् ॥**

અર્થ—હે પથિક ! તું નથી જાણતો પણ તેનો જેને પુરેપુરો સહવાસ છે એવાં જે અમો ( માછલાં ) બધું જાણીએ છીએ કે તે ધુતારે અમારાં ઘણાં કુળોને નિષ્કુળ કરી દીધાં છે. અર્થાત્ તે બધાં માછલાંને ખાઈ ગયો છે.

## વિનોદ ૧૭.
## વણિકના ગુણો.

**स्थाने सिंहसमा वने मृग समा देशान्तरे जाम्बुका**
**आहारे लुखुभीमशोन सद्रसाश्वानोपिवा मैथुनं ।**
**रुपं नर्कटवत् पिशाच प्रकृते कुटाक्षरा निष्ठुरा**
**आत्मार्थे कुशला परार्थ बधोरा पतागुणा बाणीआ ॥**

અર્થ—પોતાના સ્થાનપર ( દુકાને ) ;સિંહસમાન, વગડામાં મૃગજેવા બીકણ અને ગરીબ; પરદેશમાં શિયાળજેવા ચપળ અને શઠ, આહારમાં લુખુ અને વિશેષ ખાનાર, મૈથુનમાં કુતરા સમાન અતૃપ્ત રૂપમાં મર્કટનાસમાન કદ્રુપા, સ્વભાવમાં પિશાચજેવા, ન વાંચી શકાય તેવા કટુ અક્ષરો, નિષ્ઠુર, પોતાના કામમાં કુશળ અને પર કામમાં બધીર ( બહેરા ) એટલા વણિકમાં ગુણો હોય છે.

## વિનોદ ૧૮.

કોઇ એક યોગી ગીતાનો ઉપદેશ કરતા હતા. તેઓ એક વખત દિવસે સુઇ ગયા હતા, જ્યારે તેમના શ્રોતાઓમાંનો એકજણ આવી મહારાજને કહેવા લાગ્યો કે-શાસ્ત્રમાં યોગીઓને દિવસે નિંદ્રા લેવાથી દોષ બતાવેલો છે. માટે તમે શાસ્ત્રથી વિરૂદ્ધ વર્તન કેમ રાખો છો ? શું અમોને ઉપદેશ કરોછો તે ફોકટ કે ?

આ સાંભળી યોગીએ સમય સુચકતા વાપરી ગીતાજીનો નીચલો શ્લોક કહી તેના મનનું સમાધાન કરી આપ્યું.

**या निशा सर्वभुतानां तस्यां जागर्ति संयमो ।**
**यस्यां जागर्तिभुतानि सानिशा पश्यतो मुनेः ॥**

અર્થ—સર્વ લોકોને જે રાત તેમાં સંયમી (સ્થીત પ્રજ્ઞ) પુરૂષ જાગતો રહે છે, અને જેમાં સર્વ લોક જાગતા રહે છે, ત્યાં જ્ઞાનવાન પુરૂષને રાત જણાય છે.

માટે સર્વ લોકોની જે રાત્રી છે તેમાં હું જાગતો રહું છું, અને જ્યારે લોકો જાગતા રહે છે (દિવસ થાય છે) ત્યારે હું ઉંઘું છું (મારે મન રાત છે) માટેજ હું દિવસે ઉંઘું છું. કહો મારૂં વર્તન શાસ્ત્ર પ્રમાણે છે કે કેમ ?

હવે આ શ્લોકનો ખરો અર્થ બિચારો નહિ જાણતો હોવાથી છાનોમાનો ચાલ્યો ગયો, તેનો ખરો અર્થ નીચે પ્રમાણે છે—

"સર્વ લોકોની જે રાત (પ્રભુ સ્મરણ વગેરેમાં સંસારી સર્વે લોકોનું અજ્ઞાન રૂપી અંધારૂં હોય છે માટે સંસાર એજ રાત) તેમાં સંયમી જાગતો છે (યોગી પુરૂષો પ્રભુ સ્મરણ કરી શ્રીહરીને જોઇ શકે છે માટે તે સંસાર રૂપી રાત્રીમાં જાગતો છે) અને જેમાં સર્વ લોકો જાગતા છે (સંસારના વ્યવહારીક કાર્યોમાં) તેમાં જ્ઞાનવાન પુરૂષો ઉંઘતા છે (સંસારાદિ વ્યવહારીક કર્મોમાં બીલકુલ અજાણ હોય છે)"

## વિનોદ—૧૯.

કોઈ એક માણુસે એક ગામને પાદરે જઈ માહીતી મેળવવા અર્થે એક માણુસ સાથે નીચે પ્રમાણે પ્રશ્નોતરો કર્યા—

**विप्रास्मिन्नगरे महान्कथय कस्तालद्रुमाणां गण:**
**कोदाता रजको ददाति वसनं प्रातर्गृहीत्वा निशि ।**
**को दक्ष: परवित्तदार हरणे सर्वोऽपि दक्षो जना:**
**कस्माज्जीवसि हे सखे विषकृमिन्यायेन जीवाम्यहम् ॥**

અર્થ—હે વીપ્ર ? આ નગરમાં મોટો કોણુ ? તાડનો સમુદાય. દાતાર કોણુ ? ધોબી સવારે ધોત્રા લઈ જાય છે અને સાંજે આપી જાય છે. ચતુર કોણુ ? પરધન અને પરસ્ત્રીનું હરણુ કરવામાં સર્વ મનુષ્યો ચતુર છે ! ત્યારે એવા નગરમાં હે મીત્ર ? તું કેવી રીતે જીવે છે ? ઝેરનો કીડો ઝેરમાં જીવે તેવી રીતે હું પણુ જીવું છું.

## વિનોદ ૨૦.

જ્યારે રામચંદ્રજી રાવણુ સાથે યુદ્ધ કરતા હતા. તે અરસામાં ઇંદ્રજીતે અજીત થવાને માટે શક્તિની ઉપાસના કરવા માંડી. તેને પરીણામે શક્તિ તેને અજીત રથ આપત; પણુ આ વાત દેવોના જાણુવામાં આવવાથી સરસ્વતિને આજ્ઞા કરવામાં આવી કે ગમે તે રીતે શક્તિથી તેનું અહિત થાય તેવું કરો. આ વખતે તે ( ઇંદ્રજીત ) નીચે પ્રમાણે અર્ગલા સ્તોત્રનો જપ કર્યા કરતો હતો.

**रुपं देहि जयंदेहि यशोदेहि द्विशोजहि**

"હે દેવી રૂપ આપ, જય આપ ને યશ આપ."

આ પ્રમાણે ઉચ્ચાર કરતો હતો તેવામાં સરસ્વતિની પ્રેરણાથી તેના બોલવામાં નીચે પ્રમાણે ફેરફાર થઈ ગયો. જેમાંથી ફક્ત ત્રણુ માત્રાઓજ સરસ્વતિએ હરી લીધી.

**रुपंदहि जयंदहि यशोदहि द्विशोजहि ।**

" અર્થાત રૂપ બાળ, જયબાળ અને યશબાળ "

આવા મંત્રોચ્ચારથી દેવીની અવકૃપા થઇ અને તેને તે પ્રમાણે ફળ મળ્યું.

## વિનોદ—૨૧.

એક દાન આપનારે એક કવિને એક ઘરડી ભેંસ દાનમાં આપી જ્યારે તે કવી તે ભેંસના મુખ આગળ ઘડીવાર બેસી પછી બોલી ઉઠયો કે-ભેંસ અને મારી વચ્ચે જે વાર્તાલાપ થયો તે નીચે પ્રમાણે—

મેં ભેંસને પુછ્યું કે તું કયારે વિઆશે ?
ત્યારે ભેંસે ઉત્તર આપ્યો કે—

**यो पूर्वं महीषाऽसुरो मम पति र्हत्या भवान्याहत: ।**
**तस्मात्रेय समागते विधिवशा द्वैधव्यधर्मे स्थिता: ॥**
**अंगं संगलितं कुचा विगलिता दंताश्चनाशंगता: ।**
**रंडाया मम गर्भ धारण विधिं पृच्छन्नकिंलज्जसे ॥**

અર્થ—હજારો વર્ષ પૂર્વે જ્યારે ભવાની માતાએ મારા પતિ મહીષાસુરને માર્યો, ત્યારે પ્રારબ્ધના યોગેથી હું વૈધવ્ય ધર્મને પામી છું. મારૂ શરીર સુકાઇ ગયું છે, આઉ તથા આંચળ ચીમળાઈ ગયા છે, ને દાંત પડી ગયા છે એવી ઘરડી ખખ થયેલીને કયારે વિઆ-શે ? અથવા ગાભણી થશે ? એમ પૂછતાં લાજતો નથી ? એમ કહી વૃદ્ધત્વ જનાવ્યું ( દાન લેનારે આપનારને એમ સૂચવ્યું કે આ ભેંસ કોઇ દિન દુધ આપવા લાયક નથી માટે મારે નકામી છે )

---

ફેરફાર સાથે ગુજરાતીના દિવાળીના અંકમાંથી.

# કાવ્ય વિનોદ.

## વિનોદ ૧.

એક વખત કુવા ઉપર બાદશાહે નજરે જોયેલા બનાવ ઉપરથી એક સમસ્યા ઉભી કરી. જ્યારે બિરબલ કચેરીમાં આવ્યો, ત્યારે પૂછ્યું કે, " કેહીકારન ડાલકો ડોલત પાની " તે ઉપરથી બિરબલે કવીતા કરી સમસ્યાની પાદપુર્તી કરી.

સવૈયો—એક સમે જલકો નીકસી ઘરસે અબલા મદમે ઈતરાની
જાત સેં કોલ મેં ડોલ ભરત જલ ખીંગત હી અંગીઆં મસકાની
દેખી શુભી છતિયાં ઉપરી કવી સત્ય કહે મનમેં અકુલાની
હાથ બિના પછીતાય રહ્યો " યહિ કારન ડોલકો ડોલત પાની"

અર્થ—એક વખત એક મદમસ્ત સુંદરી ઘેરથી નીકળી કુવા-પર પાણી ભરવાને માટે ગઇ, અને ડોલને કુવામાં ફાંસી પાણી ભરાયા પછી ડોલને ખેંચતી હતી; તે વખતે પહેરેલી કાંચળીની કશ તંગ હતી, અને ડોલ ખેચતી વખતે હાથનો જુસ્સો લાગવાથી કશ તુટી ગઇ, જેથી સ્તન મંડલ ખુલ્લુ દેખાવા લાગ્યું અને તે સુંદરી શરમને લીધે મુઝવણમાં પડી. કવીતો સાચુ કહે છે કે તે એકલી નહોતી અકળાણી પણ ડોલનું પાણી પણ અકળાવા લાગ્યું હતું. રે હાય ? હાય ? ઇશ્વરે મને હાથ નથી આપ્યા, નહિ

તો આ સમય આ નવ યૌવનાના યોવનની મજા લુટવા ભાગ્યશાળી બનત પણ લાચાર છું કે હાથ રહીત છું એટલે યુગલપીન પયોધરના દર્શન થયાં પણ શું કામનાં? ધિક્કાર છે મારા જીવનને. આ રીતે પાણી પોતાના જીવનને ધિક્કારતુ અંગની અસ્વસ્થતા વાળું બની ગયું છે. એ માટે ડોલનું પાણી ડોલે છે.

## વિનોદ ૨.

એક વખત બાદશાહે બિરબલને નીચે પ્રમાણે પ્રશ્નો પુછ્યા.

પ્રશ્ન—કૌન ચહે હે બરસના, કોન ચહે હે ધુપ
કોન ચહે હે બોલના, કોન ચહે હે ચૂપ
ઉત્તર—માળી ચાહે બરસના, ધોબી ચાહે ધુપ
શાહજી ચાહે બોલના, તસ્કર ચાહે ચુપ
પ્રશ્ન--કાહુ ન અબળા કર શકે, કાહુ ન સિંધુ સમાત
કાહુ ન પાવક પરજળે, કાહુ કાલ નવ ખાત
ઉત્તર--સુત ન અબળા કર શકે, યશ ન સિંધુ સમાત
ધર્મ ન પાવક પરજળે, નામ કાલ નવ ખાત

## વિનોદ ૩.

એક વખત પ્રાતઃકાળમાં યમુના જળમાં ડુબકી મારીને બહાર નીકળતાં સ્ત્રુટી વેણુ વાળી સ્ત્રીને જોઇ તે ભાવનું એક અર્ધ ચરણ અકબર બાદશાહે રચ્યુ કે " નિકસ્યો રવી ફોડ પહાડકીનાઇ " "પહાડને ભેદીને સૂર્ય નીકળે તેવું જણાયું" આ પાદ પુર્તી કવિશેખર બિરબલને કહી ત્યારે તેણે નીચે પ્રમાણે પાદ પુર્તી કરીઃ-

સવૈયો-રાત સમેં સખી કેલી કીયો અરૂ, ભોર ભયો ઉઠિ મંજન ધાઇ
નીરકે ચીરમે દેહ ઢકી યમુના, જલમે જૈસી ચંદ્રકી છાંઇ
લે ડુબકી જબસે ઉભરી ઉરઝી, અલકન મુખ ઉપર આઇ

દોકર કેશ સમાર લીયે, " નિકસ્યો રવી ફોડ પહાડકી નાઈ"

અર્થઃ-રાત્રીમાં કેલી ક્રિયાથી શ્રમીત બનેલી એક સ્ત્રી સવાર થતાં નહાવા માટે ગઈ. ચીરની અંદર તેની દેહ ઢંકાઈ હતી. જેથી યમુનાના જળ ઉપર જેવી ચંદ્રની ચંદ્રિકા છાઈ હોય તેવો દેખાવ ભાસતો હતો. પછી તે સ્ત્રી ડુબકી મારી જળ ઉપર આવી તે વારે તેના શીરના કેશ બધા મુખ પર આવી ગએલા હતા. જેથી બેઉ કર થકી મુખ ઉપરથી કેશ સમારી લીધા તો એવો દેખાવ જણાવા લાગ્યો કે જેમ સુર્ય પહાડ ફાડીને નીકળ્યો હોયની? તેવો દેખાવ જણાવા લાગ્યો.

### વિનોદ ૪.

એક યોગીએ પોતાના ચેલાને નીચે પ્રમાણે પ્રશ્ન પૂછ્યો.

પ્રશ્નઃ-પાન સડે ઘોડા અડે, વિદ્યા વિસર જાય
તવે પર રોટી જલે, કહો ચેલો કયું થાય.

ઉત્તરઃ—ફેરવ્યા વિના.

### વિનોદ ૫.

એક કવિ સભાની અંદર બોલ્યો કે—

દોહરો—જન જગમાં જાણો વળી, ખરેખરી હઠ ચાર;
નાર બાળ ને જોગરાજ એ રૂડા પ્રકાર.

ત્યારે બીજો કવી આ પ્રમાણે તે દોહરાને બીજા રૂપમાં બોલ્યો—

દોહરો—નારી નવ પણ શર્વરિ, બાળ નહિ પણ વાળ;
જોગ ખરો ભાવિ તણો, રાજન મેઘ પ્રમાણ.

અર્થાત—નારી-સ્ત્રીની હઠ તો ચ્હાય તેમ કરી પુરી કરી શકાય પણ નારી જાતિ શર્વરિ—રાત તે પોતાની હઠ છોડતી નથી તેમ બાળ નહિ પણ માથાના વાળ કે જે આડે દહાડે ઉભા થાય છે.

જોગ એટલે ભાવિનો જોગ જે બનવાનું છે તે તો બનશેજ. રાજા નહિ પણ મેઘરાજ. ( કઠલાલકર )

વિનોદ ૬.

એક વખત અકબર બાદશાહ શિકાર ખેલતાં એકલો વનમાં જઈ ચઢયો. ત્યાં નિમાઝનો વખત થઈ જવાથી એક ઝાડ નીચે પોતાનું કપડું બીછાવી બાદશાહ નિમાઝ પડવા લાગ્યો. દૈવયોગે એક વીરહીણી સ્ત્રી વીરહમાં વ્યાકુળ બનેલી હોઇ પોતાના ઉપપતીને સંકેત સ્થળે મળવા જતી હતી. તે બાદશાહના નિમાઝનાં કપડાં ઉપર થઇ ચાલી ગઇ. એ વખત તો બાદશાહ નિમાઝમાં હોવાથી કંઇ બોલી શકયો નહિ; પરંતુ જ્યારે તે સ્ત્રી વીરહ શાંતી કરી પાછી વળીને ફરી ત્યાં આવી, ત્યારે બાદશાહે કહ્યું કે સુંદરી ? હું નિમાઝ પડતો હતો તે વખત તું મારા નિમાઝના પાક કપડાને રગદોળતી ચાલી ગઇ, તો શું તને ધોળે દહાડે પણ આટલું સુજ્યું નહિ કે "હું માર્ગમાં ચાલુ છું કે કોઇના કપડાપર ?"

આ સાંભળી તે સ્ત્રીએ જવાબ આપ્યો કેઃ—

પઢ કુરાન બૌદ્દો ભયો, નહુ રાચ્યો રહેમાન;<br>
મેં નર રાચી ના લખ્યો, તું કશ લખ્યો સુજાન.

અર્થાતઃ—કુરાન પઢી પઢીને ઘરડો અને ગાંડો થયા છતાં હજુ રહેમાનથી લગની લાગી નથી ? મારી પરપુરૂષમાં લગની લાગેલી હોવાથી નિમાજી કપડાં મેં દીઠાં નહિ; અને ખુદાની બંદગી કરતાં મેં કપડાં રગદોર્યાં તે તમે કેવી રીતે જાણી શકયા. કારણ કે જો તમારી ખુદા સાથે સાચી લગની લાગી હોત તો મારી માફક બીજું આસપાસનું ભાન તમોને કયાંથી હોય ? માટે શું આવી નામનીજ નિમાઝ પઢો છો ? જયારે આદરેલા કામમાં તદાકાર વૃતિ થઈ જાય

ત્યારે બેડો પાર થાય છે. મારી તદાકાર વૃતિ હોવાથી મેં બીજા કશા તરફ વૃતિ રાખીજ નહોતી ને તમે પરવર દિગારમાં તદાકાર વૃતિ થવાનો ડોળ આદર્યો છતાં કપડાંની ખબર રાખી. જેથી કેવું ધ્યાન લાગેલું હતું તે જણાઈ આવે છે. શું રોજ આવીજ નિમાઝ પડો છો ? આ પ્રમાણે સાંભળી બાદશાહ શરમાઈ ગયા.

## વિનોદ ૭.

### ૧ચર્ચા.

વિનોદપુર કરીને એક નગરમાં મહારાજા માનસીંગ નામે રાજા રાજ્ય કરતા હતા. તેમને કાવ્ય સાહિત્યનો ઘણો શોખ હોવાને લીધે પોતાના દરબારમાં ઘણા કવીઓને ખાનપાનાદી પુરૂં પાડી વર્ષાસન આપી કાયમને માટે રાખતા હતા. અઠવાડીયામાં ફક્ત ત્રણ દિવસ વિનોદ ચર્ચા ચાલતી તે દિવસે અગત્યનું પણ રાજકાજ કરવામાં આવતું નહી.

એક દિવસ મહારાજા સભા ભરી બેઠા હતા. તે વખતે એક કવીએ નીચે પ્રમાણે કવીત લલકાર્યું.

કવિત—મનહર.

ચંદ્રવંશી ચિત ચોર, કલ્પ અરૂ કામધેનું,
ચીન્તામણી એકજ તું, જગમે ગવાયોહે;
જ્ઞાન હુમે દાનહુમે, અધીક તુંથી ન કોઇ,
જાકો જશ બાહુબળ, જગમેં છવાયોહે.
તોરી ગજવાડી ગાડી, પતિવ્રતનાર ભ્રાત;
અચળ અખુટ દ્રવ્ય, અનગળ પાયોહે,

---

૧ આ ચર્ચા ખાસ વિષય તરીકે કર્તા તરફથી કલ્પી કાઢવામાં આવી છે.

કહે કડલાલકર, શચી પતિતુને જોઇ;
લાજે વગી ઠીમતણો, છત્રશીર છાયોહે.

બીજો કવી—કવીશ્રી કવીતતો ઘણું સરસ પણ એક મોટી ભુલ છે. તે એ કે કવીતમાં મહારાજાને "તુકાર" માં સંબોધ્યા છે.

કવીશ્રી—ભાઇશ્રી તેની ભુલ હોયજ નહિ કારણ કે.

દોહરો—બાળક માતાને કહે, પતિ મૈથુને નાર,
સ્તુતિમાં કવીઓ કહે, રણુ યોદ્ધા "તુકાર"

અર્થાત્:—બાળક માતાને ટુંકારો કરીને બોલાવે છે તેથી કંઇ માતાને ખોટુ લાગતું નથી પતિ સ્ત્રીને મૈથુન વખતે અતિ પ્યારથી ટુંકારો કરે છે પણુ તેને કંઇ ખોટું લાગતું નથી. પણુ ઉલટુ સારૂજ લાગે છે. તેવીજ રીતે સ્તુતિ કરવામાં કવીઓ અને રણુમાં યોદ્ધાઓને પણુ ટુકારથી શૌર્ય ચઢાવવામાં આવે છે.

એવામાં એક બ્રાહ્મણે આવી આર્શીવાદ દઇ મહારાજાના હાથમાં એક પતુ મૂકયું જેમાં નીચે પ્રમાણે શબ્દો ચીતરેલા હતા.

**सत्यं वद, धर्मंचर !** "સાચુ બોલ અને ધર્મ આચર."

જે મહારાજાએ વાંચી જાહેરમાં મૂકયું, અને કહ્યું કે કવીઓ અને પંડીતો? આ વાકય સર્વને માન્ય છે કે ?

એક પંડીત—ના જી ? તેમાં અપવાદ છે નીચે પ્રમાણે શ્રીમહાભારતના એક શ્લોકમાં કહેવામાં આવ્યું છે કે:—

**नर्मयुक्तं वचनं हिनस्ति, न स्त्रीषु राजन विवाह काले.**
**प्राणात्यये सर्व धनापहारे, पंचानृता नाहुर्पातकानी.**

અર્થ—મશ્કરીમાં, સ્ત્રીની આગળ, વિવાહ વખતે, પ્રાણુ જતી વખતે અને સર્વ ધનના હરણુ વખતે એમ પાંચ જગે જુઠુ બોલવામાં પાપ નથી.

## વિનોદ ૮ મો.

બીજે દિવસે મહારાજ માનસિંગજીની આગળ વિનોદ ચર્ચા શરૂ થઈ, સુધારા ઉપર વાત નીકળતાં; એક વૃદ્ધ કવી બોલી ઉઠયા, કે મહારાજા આ જમાનામાં સુધારાએતો ઘર ઘાલ્યું છે.

કવિત. મનહર—

કાઢી નાખી ચોટલીને, બાબરી રખાવી બેશ,
શીશીઓ અનેક શેન્ટ, તણી રાખે પાસમાં;
કરી કાળાં ટીલાં ભાલ, બંદગી બનાવી કહે,
દેવ સેવા માળા નહિ, રાખશો અવાશમાં.
ખમીસ જાકીટ કોટ, કેપ તો ઇટાલીઅન,
બુટ પુના લેધરના, પ્રભુ શી ગુંજાસમાં;
કહે કઠલાલકર, ફેશનમાં ફાટયા બહુ,
ભોળી ભરમાવી બાળા, ફસાવે છે પાસમાં.

આ કવીત બોલાતું હતું તેટલામાં એક સુધારક કવીનું લોહી ઉછળી રહ્યું હતું જે એકદમ બોલી ઉઠયા. કે ઘરડાઓ બધા ઘેલા હતા; કારણ કે પ્રભુએ આપેલી ચીજો અને બુદ્ધીનો ઉપયોગ કેમ ન કરવો ? સાંભળોઃ—

કવીત.

નાઈ ખોળે નવ અમે, નીચું શીશ નમાવીએ,
તેથી બોચી પર વાળ, કાયમજ રાખીએ;
ચોટલી પકડી કોઈ, કદી માર મારી જાય,
માટે આંખ રક્ષણજ, બાબરી રખાવીએ.
કાનમાંહી ખાંચા કર્યા, કિરતારે ધારી ધારી,
રાખવાને પુમડાંનો, અત્તરનાં ધાલીએ;

કહે કઠલાલકર ફેશન વિચાર ઉચ,
બુદ્ધિ બળ વાપરીને, મોજે કાં ન માણીએ.

સભામાં હસાહસ થઇ રહી અને શાબાશી સાથે સુધારક કવીએ પોતાની જગા લીધી.

વળી એક કવી ટોપી વિષે બોલ્યા કે. ( ટોપીવાળાની સામાં આંગળી કરી બતાવતાં. )

દોહરો—આ ટોપી અવની વિષે, ધારી ફરતા જન;
પાઘડી કેરો આસરો, નવ ધારે મુઢમન.

મતલબ કે આ ટોપીઓ ધારીને ઘણા જનો ફરે છે. પણ મુઢમતિના પાઘડીનો આશરો બીલકુલ લેતા નથી ( પાઘડી ઘાલતા નથી )

બીજો કવી—આ દોહરાને ફરી બોલો જોઇએ.

પહેલો કવી–આટોપી અવની વિષે ધારી ફરતા જન,
પા ઘડી કેરો આસરો, નવ ધારે મુઢ મન.

બીજો કવી—સાંભળો ? આ દોહરાનો અર્થ આ રીતે થાય છે.

સુજ્ઞ પુરૂષો આ અવનીમાં પુન્યદાન વગેરે સતકર્મો "આટોપી"–પરવારીને ફરે છે; કારણ કે તેઓ સમજે છે કે આ સંસારમાં પા ઘડીનોજ વિશ્રામ છે. પણ તેવું મુઢમતી મનુષ્યો ધારતા નથી.

શાબાશ કવી. આ વળી અલૌકિક અર્થ બેસાડયો છે. ચર્ચા બંધ કરો, સભા બરખાસ્ત છે.

## વિનોદ ૯.

સભા ભરાઈ બેઠી છે એવામાં એક શિકારીને વેશે એક શખ્સને રાજદુતો પકડીને સભામાં લાવ્યા. રાજાએ જોયું તો તે કુંદનપુરના મહારાજાનો કુમાર હતો. જેથી રાજાએ દુતોને ઠપકો આપી.

રાજપુત્રનું સારી રીતે સ્વાગત કર્યું. પ્રસંગોવસાત એક કવીએ નીચેનો દોહરો કહ્યું:—

> દંત કેશ ને નખવળી, ચોથો રાજન જાણ;
> સ્થાનક પર શોભા ધરે, સ્થાનક હીણુ નકામ.

અર્થાત—દાંત, કેશ, નખ અને રાજા એ ચાર પોતાના સ્થાનકપર હોય ત્યાં સુધીજ શોભા યુક્ત હોય છે. પણ સ્થાનકથી ભ્રષ્ટ થએ નકામાં થાય છે.

મહારાજા—ખરૂં છે કવીશ્રી ? કારણ કે દંત મુખમાંથી નીકળ્યા પછી અસ્પૃસ્ય બને છે તેવીજ રીતે કેશ (વાળ) નખનું પણ એમજ બને છે. વળી રાજા પણ પર રાજ્યમાં ગયા પછી તેનો કોઈ હુકમ માનતું નથી. દાખલા તરીકે-આપણા મહેમાન આ રાજકુંવરની દશા જુઓ.

બીજો કવી—મહારાજા ? તે વાત ખરી પણ તે દોહરો તો આ પ્રમાણે બોલાય છે.

> દંત કેશને નખ વળી, ચોથો રાજન જાણ,
> સ્થાનક હીણુ શોભા ધરે, સ્થાનકેજ નકામ.

અર્થાતઃ—દંત તો હાથીના, કેશ તો ગાય અને ઘોડાના પુંછના કે જેની ચમરીઓ બને છે. નખ તો વાઘના કે જેને સોને મઢાવી તેનો હાર કરવામાં આવે છે. અને રાજા નહિ પણ મહારાજા (વિદ્વાન બ્રાહ્મણ) એ ચાર સ્થાનકે નકામા જેવાજ હોય છે પણ સ્થાનકથી ઉતર્યા પછીજ શોભા આપે છે. કહ્યું છે કેઃ—

> **विद्वत्वंच नृपत्वंच; नैव तुल्यं कदाचनः**
> **स्वदेशे पुज्यते राजा, विद्वान सर्वत्र पुज्यते.**

અર્થ—વિદ્વાન અને રાજા એ બંને બરાબર નથી કારણ કે રાજા તો પોતાના દેશમાં પુજ્ય છે. પણ વિદ્વાનો સર્વત્ર પુજ્ય છે. જેથી રાજા કરતાં વિદ્વાન મોટા છે.

## વિનોદ ૧૦.

એક દિવસ સભા ભરાઇ બેઠી છે. તેવામાં બે સિપાઇઓ ગરમા ગરમ તકરાર કરતા કચેરીમાં આવી પહોંચ્યા. મહારાજાએ બંન્નેને શાંત પાડી, પૂછ્યું કે તમારે શી તકરાર છે. બેમાંનો એક મુસલમાન અને બીજો ઉતરતી વર્ણનો હિંદુ (ક્ષત્રીમાંથી ભ્રષ્ટ થ-એલો) હતો.

હિંદુ—અમારે બંનેને સાધારણ વાત કરતાં આ તકરાર થવા પામી છે કારણકે સમયાનુસાર મેં કહ્યું કે રાજ્યતો રજપુતોનું ઘણું સારૂં ત્યારે તેણે કહ્યું કે મુસલમાનોનું: આ રીતે અમારે તકરાર થઇ છે માટે તેનો નિવેડો લાવી આપો.

મહારાજા—( કવીઓ તરફ દ્રષ્ટી કરી ) કવીઓ! આ તકરારનો જવાબ આપો ? "જેનુ ખાય તેનું ગાય" એ કહેવતાનુસાર કોની હિંમત છે કે રાજ્ય મુસલમાનોનું સારૂં કહી શકે. સર્વે એ એક પ્રકારનો જવાબ આપ્યો કે રાજ્ય તો રજપુતનું સારૂં.

આ બધી બીના એક બુદ્ધિશાળી કવી સાંભળતો હતો. તેણે એકદમ ઉભા થઇ કહ્યું કે મહારાજ? મનુષ્ય માત્ર તો આપના પ્રભાવથી દબાઇ ગયા છે માટે તેની સાબીતી થવી મુસ્કેલ છે માટે જો જાનવરો પાસે તે પ્રશ્નનો ખુલાસો કરો તો તો ઠીક.

મહારાજાએ તરતજ પેલા બંનેને ફાવે તે એકેક જાનવર લઇ આવવા કહ્યું મુસલમાન પોતાને ઘેર જઈ એક મરઘડો લઇ આવ્યો, અને પેલો હિંદુ પોતાને ઘેરથી એક ઘેટો લઈ આવ્યો.

હવે તેમને પ્રશ્ન પુછતા હોય તેવો ડોળ કરી પેલા બુદ્ધિશાળી કવીએ પહેલાં પેલા કુકડાને બોલાવવા પ્રયાસ કર્યો. ઘણીવારે તે બોલી ઉઠયો કે "તરકડાં...મુવાં......" તરતજ પેલા મુસલમાનનું મુખ ઉતરી ગયું પછી પેલા ઘેટાને બોલાવવામાં આવ્યો. જ્યારે તે ઘેટો "બેં, બેં ના ઉચ્ચાર કરવા લાગ્યો. આ જોઇ મહારાજાને ઘણી ગમ્મત પડી અને પુછ્યું કે આનો ભાવાર્થ શું.

કવી—મહારાજ ? આ કુકડે મુસલમાનોને વખોડયા છે. કારણકે હમેશાં કુકડાને તેઓ ભક્ષ કરે છે માટે તે મરો. અને ઘેટે બંનેને વખોડી કાઢયા. કારણકે તેને બંને મારી નાખે છે.

## વિનોદ ૧૧.

એક વખત સભામાં એક કવીએ નીચે પ્રમાણે શબ્દાર્થો પૂછયા:-

૧ કવી:—"જાનવર એટલે શું ?"

૨ કવી:—બહુ ભણ્યા ?? એટલુ એ ન આવડયું. જાનવર એટલે પોપટ. મોર, ચકલી, કબુતર, વગેરે બધાં જાનવરો કહેવાય.

૧ કવી:—કવીરાજ ! તમો વ્યુત્પત્તિ ભણ્યા છો કે ?

૨ કવી:—કેમ ! વ્યુત્પત્તિ ભણ્યા સિવાય તો કવી નહિ થયા હોઇએ.

૧ કવી:—ત્યારે 'જાનવર' શબ્દની વ્યુત્પત્તિ કરો જોઇએ.

૨ કવી:—જાન×વર જાન=જીવ, વર=વાળો. જીવવાળુ તે જાનવર.

૧ કવી:—શુ તમારામાં જીવ છે કે ?

૨ કવી:—હા.

૧ કવી:—ત્યારે તમે જાનવર ખરા કે નહિ. મહેરબાની કરી જરા ઉડી બનાવો જોઇએ. ( હસાહસ )

૧ કવી:—ત્યારે કહો જોઇએ 'અલોપ' એટલે શું ?

૨ કવી:—આમાં શું પૂછ્યું ? મહાદેવજી દર્શન આપી અલોપ થઇ

ગયા એટલે અદૃશ્ય થઈ ગયા. માટે " અલોપ" સંતાઈ જવું.

૧ કવીઃ—જરા વ્યુત્પત્તિ પ્રમાણે અર્થ કરો જોઈએ.

૨ કવીઃ—હયો ? અ×લોપ. અ=નહિ, લોપ=છુપાઈ જવું. જે છુપાઈ ગયો નથી તે અલોપ, પ્રગટ છે તે.

૧ કવીઃ—કહો ત્યારે " અલોપ એટલે શું "

૨ કવીઃ—અલોપ એટલે પ્રગટ એવો અર્થ નીકળ્યો.

કવીશ્રી ફીકા પડી ગયા અને બધી સભા આનંદ સાથે વિસ્મયતામાં ગરકવ થઇ ગઈ.

## વિનોદ ૧૨.

એક દિવસ એક કવીએ સભામાં નીચે પ્રમાણે પ્રશ્નો પૂછ્યાઃ-

દોહરો—ભાગ્યશાળી કહો કેટલા, જગમાં જનમ્યા જન,
કહો કોણ જમતા ખરા, રોજ રૂડાં પકવાન ?

આ પ્રશ્ન સાંભળી એક શીઘ્ર કવી બોલી ઉઠયો કે—

દોહરો—રાજગૃહે રોજે થતાં, વળી શ્રીમંત હરદિન,
દેવતણા દરબારમાં, થતાં ખરાં પકવાન.

સભાએ વિચાર્યું કે પ્રશ્નનો ઉત્તર બરાબર મળી ગયો છે, એવામાં એક ત્રીજો કવી ઉભો થઇ બોલી ઉઠયો કે—

દોહરો—રાજા કોડી ભાળતા, વળી તેમ ધનવાન;
હરદમ દીન જનો જમે, ખરી ખાંતે પકવાન.

આ તૃતીયં ઉત્તરનો અર્થ કોઇ સમજી શકયું નહિ પણ ઉલટા સહુ વિસ્મય થયા અને તેની મૂર્ખતાનાં વખાણ કરવા લાગ્યાં.

રાજા—કવી તમારા છેલ્લા ઉત્તરનું સ્પષ્ટીકરણ કરો ?

કવી—રાજન ! પકવાન્નની ચીજો સભામાં કોઇ ગણી બતાવશે ?

એકજણુ—સાંભળો; પકવાનતો બરફી, જલેબી, પેડા, દૂધપાક, બાસુદી વગેરે પકવાનની ચીજો છે.

કવી—એસો ? તે પકવાન હોયજ નહિ પકવાન્ન એટલે શું ? તે સાંભળો તેનો અર્થ આ પ્રમાણે છે-પક્વ+અન્ન. પક્વ=પાકુ, અન્ન= અનાજ. ત્યારે કહો જોઇએ તમારી ગણાવેલી ચીજોમાં કયુ પકવાન છે ? એકે નથી; તોપણ પકવાનતો આ ચીજો ગણાય બાજરી બાવટાના રોટલા, છાસમાં પકાવેલો ચોખા વગેરેનો ખોરાક, ( ઘેંસ ) ખીચડી, દાળ, ભાત રોટલી, પુરી વગેરે વગેરે. કહો ત્યારે આ પકવાનો પૈકી રાજાઓ અને શ્રીમતો કયારે ખાય છે ? કવચીત દાળ, ભાત, રોટલી વગેરે ખાય છે. અર્થાત્ શ્રીમંતો કરતાં ગરીબોના ખોરાકમાં વિશેષ પકવાન આવે છે.

આવો વિચિત્ર ઉત્તર સાંભળી સભા વિસ્મય થઈ ગઇ અને ધન્યવાદના ઉદ્ગારો સાંભળવા લાગ્યા.

## વિનોદ ૧૩.[૧]

એક નગરમાં કેટલીક ગુણકાઓ રહેતી હતી. એક વખત તે નગરમાં મોટી ઉજાણીનો દિવસ આવ્યો. સર્વ નગરજનો યથાશક્તિ બ્રહ્મ ભોજન કરાવવા લાગ્યા. આ જોઇ પેલી ગુણીકાઓએ વિચાર્યું કે આપણી પાસે ઘણો પૈસો છે પણ કાંઇ પુણ્યદાન ન કર્યું એટલે એમાંની એક બોલી ઉઠી.

સતીકુંવર—અલી આપણે બ્રાહ્મણ જમાડીશું ?

માનકુંવર—પણ બ્રાહ્મણ આપકુ જમે કેમ ?

સરદારકુંવર—દક્ષણા વધારે આપીએ તો ના જમે ?

સતીકુંવર—તે તો આપણામાં આવડ હોય તો જમે.

---

૧ ઉતારો.

માનકુંવર—શી યુક્તિ લડાવીશું ?

સતીકુંવર—સો સો રૂપીઆ દક્ષણા આપો અને આપણે બધી વાણી-
યણો થાવ ફરી ભાગોળે બેસી બહારથી આવતા બ્રાહ્મણોના
એક ટોળાને બારોબાર આંહી લાવીને જમાડી દઇએ.

સરદારકુંવર—ખરી યુક્તિ છે.

પછી તે ગુણકાઓ ઘરેણાં પહેરી ભાગોળે જઇ બેઠી તેવામાં ગામમાં ઉજાણી છે એવું જાણી પાસેના ગામના ભાંડ લોકો બ્રાહ્મણોનો વેશ લઇ કપટભાવથી ગામમાં જમવા માટે આવતા હતા. તે જોઈ પેલી ગુણીકાઓ ઘણી હરખાઇ જયારે પેલા વેષધારી બ્રાહ્મણો પાસે આવ્યા, ત્યારે પેલી ગુણીકાઓએ કહ્યું કે; મહારાજ અમારે બ્રાહ્મણની જરૂર છે. માટે તમો બધા અમારે ત્યાં ચાલો. આ સાંભળી પેલા બ્રાહ્મણો તરત આગળ થયા. પેલી ગુણીકાઓએ બધુ સીધુ તૈયાર રાખેલું તેથી સપાટામાં રસોઈ તૈયાર થઈ. એટલે પેલા બધા બ્રાહ્મણો જમવા બેઠા. જ્યારે જમી રહેવા આવ્યા એટલે પેલી બધી ગુણકાઓ અતિહાસ્ય કરીને બોલી ઉઠી કે—

સતી કુંવરે સત જણાવ્યું, જાળવી સૌની જાતર,
બ્રાહ્મણુ લોભે ભાણાં માંડયાં, અમે સર્વે પાતર.

આ સાંભળી પેલા વેષધારી બ્રાહ્મણો પણ ઘણા હરયા અને બોલી ઉઠયા કે—

ભલા સાથે ભલા થઇએ, દાંડ સંગાતે દાંડ,
પાતરને જાતર કરાવી, પણ અમે સઘળા ભાંડ.

આ સાંભળી ગુણીકાઓતો આબીજ બની ગઈ અને પેલા ભાંડ ખાઇ ધરાઇને પોતાને રસ્તે પડયા.

## વિનોદ ૧૪.

### મહારાણા પ્રતાપ અને અકબર બાદશાહ.[1]

સોરઠા—અકબર ઘોર અંધાર, ઉંઘાણા હિંદુ અવર,
જાગ્યો જશ દાતાર પો'રે રાણ પ્રતાપસી ? ૧

અકબર બાદશાહની ( સત્તારૂપ ) ઘોર અંધારી રાત્રીમાં બીજા બધા હિંદુ રાજાઓ ઉંઘી ગયા, પરંતુ એક પહોર રાત્રી જતાંજ યશ દાતાર રાણો પ્રતાપસીંહ ( તેની સત્તાનો અસ્વીકાર ) જાગૃત થયો. અર્થાત તેની તાબેદારી કબુલ કરી નહી.

અકબર સમદ અથાહ, ડુબાવી સારી દુણી,
મેવાડી તિણમાંહ, પોયણ ફુલ પ્રતાપસી ? ૨

અકબરની સત્તારૂપ અથાગ સમુદ્રે આખી દુનીયાંને ડુબાવી દીધી.

અર્થાત—પોતાની સત્તારૂપ પાણીમાં ભારતવર્ષના ભૂપતિઓને ડુબાવી દીધા પણ પોયણીના ફુલની પેઠે મેવાડી રાણો પ્રતાપસિંહ ડુબ્યો નહિ.

અકબરીયે ઇણવાણ, દાગલકી સારી દુણી.
અણ દાગલ અસ્વાર, એકજ રાણ પ્રતાપસી ? ૩

આ વખતે અકબરે ( ભરતખંડના રાજાઓરૂપ આખી દુનીયાને દાગેળ કરી અર્થાત્ પોતાની તાબેદારીરૂપ લોઢાની અડીનો ડામ ચોઢયો. પરંતુ તેમાં એકજ ડાઘ વગરનો અશ્વાર રાણો પ્રતાપસિંહ રહ્યો. કે જેને અકબરની તાબેદારીનો ડામ લગાડવામાં આવ્યો નહોતો.

દુહો—જણણી તુ એ'ડા જણે, જે'ડા રાણ પ્રતાપ,
સૂતો અકબર ઉરધકે, જણ સેરાણે સાપ.

હે જનનિ ? માતા ? તું (પુત્ર) જણેતો એવાજ જણ જે કે જેવો રાણો પ્રતાપસિંહ ? કે જેનાથી ( ભરતખંડનો શાહેનશાહ )

---

[1] ઉતારો "ગુજરાતીના દિવાળીના અંકમાંથી."

અકબર જેમ ઓશીકે સાપ ભરાયો હોયને માણસ બીએ તેમ બીહે છે.

## વિનોદ ૧૫.

### પૃથ્વીરાજ રાઠોડ અને રાણા પ્રતાપનો પ્રશ્નોત્તર.[1]

બિકાનેરના મહારાજા પૃથ્વીરાજ રાઠોડ અકબરની હજુરમાં રહેતા હતા. પોતે જો કે તેની તાબેદારી કબુલ કરી હતી. તોપણ રજપુતોમાં એક મેવાડી પુરૂષ સિંહ રાણો પ્રતાપ સ્વતંત્ર છે? એ વાતનો તેને મોટો ગર્વ હતો કે—હજુ રજપૂત સ્વતંત્રતા દુનીઆમાંથી નાબુદ થઇ નથી, કિંતુ સર્વ રજપુત જાતોનું નુર રાણા પ્રતાપની સ્વતંત્રામાં સચવાઇ રહેલું છે આ બાબત સંબંધી ઘણીવાર પૃથ્વીરાજ રાઠોડ અને અકબરશાહની વચ્ચે ચર્ચા થતી તેમાં પૃથીરાજ હમેશાં રાણાની પ્રસંસા કરતા. એક વખત રાણો પ્રતાપ બહારવટુ કરતાં છેક થાકી નિરાશ થઇ ગયા અને તેમનાં બાળ બચ્ચાંને અનાદીકનો અભાવ થયો. ત્યારે તેમણે જંગલ અને ડુંગરોની ગુફાઓમાં રહેવાના કંટાળાથી અકબરથી સલાહ કરવાનો એક પત્ર લખ્યો હતો. તે પત્ર જ્યારે અકબરની હજુરમાં વંચાયો ત્યારે અકબરે પૃથીરાજ રાઠોડને મેણું માર્યું કે " જુઓ આ તમારો રાણો પ્રતાપ? પોતાની મેળે ઠેકાણે આવી ગયો " ત્યારે પૃથીરાજે કહ્યું કે એ વાત બનાવટી છે " જેનું નામ પ્રતાપ તે કોઈ દિવસ આવો કાગળ લખે જ નહિ. " ત્યારે એ બાબતની ખાતરી કરવા કહેતાં પૃથીરાજજીએ રાણાને જે પત્ર લખ્યો હતો. તેમાં નીચેના બે સોરઠા પ્રશ્નરૂપે લખ્યા છે.

સોરઠો.

પૃથીરાજ—પટકાં મૂછાં પાણુ, કે પટકાં નિજ તનકરદ,
કીજે લીખ દીવાણુ! ઈણુ દો માંહેલી બાતઈંક. ૧

---

૧ ઉતારો " ગુ. દિ. અંક " સને ૧૯૧૨ માંથી "

પાતલ જો પતશાહ, બોલે મુખ હુતાવચણ,
મેર ! પછમ દીશમાંહ ઉગે કાશવ રાઉ છત ! ૨

હે ? દિવાન ? રાણા પ્રતાપ ? હું મારો હાથ મારી મૂછોપર નાખુ ? કે મારૂ શરીર પટકીને તે કરદ—અગ્નિને સ્વાધીન કરૂં ? અર્થાત્ પ્રાણ છોડુ ? એ બેમાંની એક વાત કરવાનું તમે મને લખી મોકલો.

આપણને નીચા પાડનાર [ પાતન ] જે પાદશાહ મોંઢામાંથી [ વીપરીત ] વચનો બોલે છે; હે રજપુતોરૂપી માળાના મેળ ? (મુખ્ય મણકા) ! અહીં કાસ્ય-રાઉ-સૂર્યનારાયણ પશ્ચિમ દિશામાં ઉગે છે ??? ઉગવાનો અસંભ થયેઃ છે ?

પૃથીરાજ રાઠોડના પ્રશ્નના ઉત્તરમાં રાણા પ્રતાપસિંહે નીચલા બે દુહા લખ્યા હતાઃ—

દુહા—ખુશ રહિયો પેથલ કમધ ? પટકો મૂછાં પાણ,
પછાણ ખગ જહઁ લગપતો, કિલવા શિર કેવાણ. ૩
તુરક કહેશી મુખપતો, ઈણ તન સૂંઈ કલંક,
ઊગે જા શું ઊગશી, પ્રાચી બીચ પતંગ ??? ૪

હે પૃથીરાજ રાઠોડ તમે ખુશીમાં રહો ને સુખેથી તમારો હાથ મુછોપર નાખો, જ્યાં સુધી પ્રતાપ ( ની કમર ) ના પાછલા ભાગપર ખગ—તલવાર લટકે છે ત્યાં સુધી તે ( દુશ્મનો ) ના શિરના વિચારમાં રહેશે. ભલે તુરક લોકો પોતાના મુખથી પોતાના ( મારા ) આ શરીરને કલંક લગાડે પરંતું એ વાત તમે નિશ્ચય પૂર્વક માનજો કે પતંગ-સૂર્યનારાયણ જ્યાં પ્રાચી પૂર્વ દીશામાં ઉગે છે ત્યાંજ ઉગશે. અર્થાત રાણો પ્રતાપ કદી પરતંત્રા કબુલ કરશે નહિજ.

પ્રથમ રાણા પ્રતાપસિંહે અમુક સરતોં એ અકબર સાથે સલાહ કરવા માટે પત્ર લખ્યો હતો પરંતુ જ્યારે ઉપર પ્રમાણે પૃથીરાજ રાઠોડનો પત્ર આવ્યો, ત્યારે તેણે પોતાનો વિચાર ફેરવીને પૂર્વવત્ પોતાનો ટેક જીવન પર્યંત જાળવી રાખ્યો હતો. તે વાત ઇતિહાસ ગ્રંથોમાં સુપ્રસિદ્ધ છે.

## વિનોદ ૧૬.

એક વખત ઔરંગજેબ બાદશાહની કચેરીમાં ભુખણ કવી આવી પહોંચ્યા. બાદશાહે કવીને સારૂ માન આપી બેસાર્યા પછી વાત નીકળતાં બાદશાહે કવીને પુછ્યું કે કવી! તમે કવીત ઘણાં સરસ બનાવો છો કેમ? કવીએ જવાબ આપ્યો કે હા, જનાબ વળી ફરી પૂછ્યું કે તમે સત્યવકતા કવી છો કે ખુશામતીઆ? કવીએ કહ્યું કે સત્ય હકીકતનાંજ કવીત બનાવું છું ત્યારે બાદશાહે કહ્યું કે મારૂ સત્ય હકીકતનું કવીત બનાવો જોઇએ. કવીએ વિચાર કરી જવાબ આપ્યો કાલે આઠ વાગે આપને સંભળાવીશ. બીજે દિવસે સવારમાં આઠ વાગે કવી પોતાનો ઘોડો તૈયાર કરી નોકરના હાથમાં આપી બાદશાહની ડહેલીએ ઉભો રાખી બાદશાહ બંદગી કરતો હતો ત્યાં જઇ નીચેનું કવિત ગાઇ બતાવ્યું.

### કવીત.

તસબી લે હાથ મેસુ, પ્રાત કરે બંદગીપે
મનમે કપટ સોજપે હે જાપ જપ્યા કે
આગરે મેં આયદારા, ચોકમેં ચુનાયદીનો
માર્યો નીજ તાત છત્ર, છીન લીયો છપ્પરે,

શાહસુજે ઘેર લાયો, અધમ દુવાઈ ફેરી.
નાશ કીનો કુટુંબ, તમામ ચેપી ચપ્યો,
ભુખન ભનત શઠ ? છંદ મતિ મંદ ભયો,
નોંસો ચુવા ખાઈકે, બિલાઇ બેઠી તપકે.

આ પ્રમાણે બોલી કવી તુરત જ પાછા પગે પલાયન કરી પોતાના ઘોડા ઉપર બેસી વારી વાટ જોવા પણ રહ્યા નહિ. કારણ કે તેમને પાકી ખાતરી હતી કે આ કવીત સાંભળી બાદશાહ મને મુકનાર નથી, અને થયું પણ તેમજ પાછળ બાદશાહે ઘણા ઘણા ઘોડા દોડાવ્યા પણ ભૂખણ કવીતો છેક દક્ષિણમાં શિવાજી પાસે ચાલ્યા ગયા. ત્યાં જઇ શિવાજીનું નીચે પ્રમાણે કવીત બનાવી બોલ્યા.

કવીત.

ઇંદ્રજિમિ જંગપર, વાડવસુ અંભપર
રાવનશુ દંભ પર, રઘુકુલ રાજ હે
જ્યાં ન બારી બાહપર, શંભુ રતીનાહપર
ત્યાં સહસ્ત્ર બાહપર, રામધીજ રાજ હે.
દાળાદ્રુમ દંડપર, ચિત્તા મૃગ ઝુંડપર,
ભૂખન બિતુંડપર, જેસે મૃગરાજ હે.
તેજ તમ અંશપર, કાન્હ નિમિકંશપર
ત્યોં મલેચ્છ બંશપર, શેર શિવરાજ હે.

આ કવીત એક વખત બોલ્યા કે ફરી બોલવાની આજ્ઞા શિવાજીએ કરી, એવી રીતે બાવન વખત તે કવીત બોલાવ્યું છેવટે કવીએ થાકીને કહ્યું કે મહારાજ એ સિવાય બીજાં ઘણાં છે કહોતો બોલું, ત્યારે શિવાજીએ ના કહ્યું. પછી કવીને બાવન લાખ ઇનામમાં

આપ્યા અને કહ્યું કે મારે તે કવીતં એકસો આઠ વખત બોલી એકસો આઠ ગામ ઈનામમાં આપવાં હતાં.

કાશીકી કળા ગઈ, મથુરાં મસીદ ભઈ,
શિવાજી ન હોત તો, સુનત હોત સબકી.

## વિનોદ ૬૭

### [1]વિજય વિનોદ નંબર ૧

મહારાજા વિજયસિંહ ( ભાવનગરના ) દરબારમાં કવીઓની સભા ભરાઈ બેઠી છે જ્યાં એક કવી ઉભા થઈ નીચે પ્રમાણે બોલવા લાગ્યા.

હમીર રાવળ—ટાલીઆ નર કોક નીરધન, કોક સાધુ કાણીઆ.
બોખળ દંતા કોક મૂરખા, કોક ગાનારી સંત.

આ સાંભળી એક પંડિત બોલી ઉઠયા કે આ દોહરો તો એક સંસ્કૃત શ્લોકનું ભાષાંતર છે. જુવો:—

**क्वचिद् दंतालको मूर्खः । खल्वाटो निर्धनः क्वचित ॥**
**क्वचित्कद् काणको साधू । क्वचिद् गानवत्ति सति ॥**

સૌ કહેવા લાગ્યા કે બરાબર છે. એવામાં એક બ્રાહ્મણને પોતાની દીકરીને કન્યાદાન દેવું હશે જેથી દરબાર પાસે મદદ માગવા આવેલો તેણે વિનંતિ કરીને કહ્યું કે—મહારાજ ? હું દૂરથી આપ નામદાર પાસે યાચના કરવા આવેલો છું. મારે સાત દિકરીઓ છે. તે ઉપરે એક દિકરો આપના પુણ્યે પ્રભુએ આપ્યો છે. પહેલી બે દિકરીઓ પરણાવાં જેવી થઈ છે. પણ કરીઆવરનું સાધન નથી. એક કવિએ કહ્યું છે કે:—

---

૧ ઉતારો " ગુ. દિ. અંકમાંથી. "

ચલનો ભલો ન ફાસકો, દુહિતા ભલી ન એક,
માગવો ભલો ન બાપસેં, જો પ્રભુ રાખે ટેક.

એ પ્રમાણે હું ટેકમાં હતો, પણ મારો ટેક સચવાય તેવી સ્થિતિ નથી. તેથી વિનંતી કરૂં છું. આ સાંભળી હમીર રાવળ બોલ્યા કે—અન્નદાતા ? ઉપરના દોહરામાં કવિએ ભુલ કરી છે- કારકે એક પણ દુહિતા ન હોય એમ સૌ કોઈ ઇચ્છે તો **एकोऽहंबहु स्याद्**. એ પરમાત્માની ઇચ્છા કેમ પાર પડે. વળી પુત્ર રત્નો ક્યાંથી પેદા થાય ? માટે ખરી રીતે તો એ દોહરો આ પ્રમાણે હોવો જોઇએ.—

ચલનો ભલો ન પાઉસે, વિધવા ભલી ન એક—
માગવો ભલો ન સુમસે, જો પ્રભુ રાખે ટેક—

## વિનોદ[1] ૧૮

કવિ બિહારીદાસ જે શહેરમાં રહેતા હતા. તે શહેરના રાજાએ એક અતિ સ્વરૂપવાન કન્યા કે જે હજુ યુવાવસ્થામાં આવી નહોતી. તથાપી તેની ખૂબસુરતી અને ભવીષ્યમાં ખીલવાની જુવાનીથી મોહ પામીને તેને પોતાની રાણી કરવા માટે રાજમહેલમાં રાખી હતી. એટલું જ નહિ પણ તેને જોઇ રાજા હર્ષ ઘેલો થઈ ગયો, અને પોતાનું રાજ્યપાટ મંત્રીઓના હાથમાં સોંપીને તે કન્યા સાથે રાત્રી દિવસ જનાનખાનામાંજ રહેવા લાગ્યો. એથી થોડા સમયમાં તેના આખા રાજ્યમાં અંધાધુની ચાલી; અને લોકો ઘણા હેરાન થવા લાગ્યા. ત્યારે મહાજનોએ તથા મંત્રીઓએ શહેરમાં બીડું ફેરવ્યું કે જે કોઈ માણુસ રાજાને સમજાવીને રાજસભામા તેડી લાવે તેને અમુક ઈનામ આપીશું, પણ કોઇએ તે બીડુ ઝડપ્યું નહિ. કારણ કે

---

૧ ઉતારો.

જે કોઇ રાજાની પાસે જાય. તેને તે મારી નાંખવાનો હુકમ કરતો. છેવટે આપણા બહાદુર કવીરાજ બિહારીદાસ રાજાની પાસે જવાને તૈયાર થયા. તે વખતે કવિ કંઈ જાહેર પુરૂષ ગણાતા નહિ. મહાજને તેમની દયા ખાઇને કહ્યું કે ભાઈ ' મોતને સન્માન આપવા સામા જવાનું છે, માટે એ વિષે વિચાર કરી લેજો.

આ વાત સાંભળી કવીના નિશ્ચયમાં કંઈ પણ ફેરફાર થયો નહિ. પરંતુ તેણે ગંભીર મુખ મુદ્રાથી જવાબ આપ્યો કે પ્રજાનું ભલું કરતાં જો મારા પ્રાણ જશે તો હું પોતાને ભાગ્યશાળી સમજીશ, અને તમારે એમ પણ સમજવું નહિ કે તમારા ઈનામથી દોરાઇને આ કામમાં જવાને તૈયાર થયો છું. પ્રજાના કલ્યાણઅર્થે હું તમને કહું છું કે રાજાને રાજ સભામાં તો શું પણ આજથી તે કન્યા ઉપરનો રાજાનો મોહ ઉતારીને પ્રજા કલ્યાણમાં તેનું મન લગાડું તોજ હું ખરો કવી. નહિ તો હું ભિખારી હતો એમ સમજજો.

એ પ્રમાણે અસર કારક ભાષણ કરીને કવિ રાજાને મળવા જનાનખાના તરફ ચાલી ગયો. ત્યાં જઇને દાસીની મારફતે મળવાનો સંદેશો મોકલવાની તજવીજ કરી, પણ તેમાં તે નિષ્ફળ ગયો. ત્યારે છેવટે પોતે રચેલો દોહરો કાગળ પર લખીને રાજા પાસે મોકલાવ્યો. તે આ પ્રમાણે હતો.

નહિ પરાગ નહિ મધુપુરી, નહિ બિકાસી યહ કાલ,
અલી ? કલીસેં લગ રહ્યો, આગે કોન હવાલ ?

આ દોહરો વાંચીને રાજા ગુસ્સે થયો, અને તેનાં લખનારને એકદમ હજુરમાં લાવી ફાંસીએ ચઢાવી દેવાનો. હુકમ આપ્યો, ત્યારે કવિ બિહારીદાસે કંઈ પણ ભયની નિશાની બતાવ્યા વિના કહ્યું. ગરીબ નિવાજ ? આપના ઉદ્યાનમાં એક પુષ્પ કળીપર બેઠેલા. ભમ-

રાને જોઇને આ દુહો મેં કહ્યો છે. રાજાએ કહ્યું લે આ તારો દોહરો. એમાં તેં ભમરાને શું કહ્યું છે. તે બતાવ, પછી કવીએ ફરીથી તે દોહરો વાંચીને કહ્યું કે મહારાજ ? જુવો મેં તે કળીપર બેઠેલા ભમરાને કહ્યું કે—એમાં પરાગ એટલે ફુલની રજ નથી, અને તે કળી પ્રફુલ્લીત થઇ નથી. છતાં હે ભમરા ? તું એ કળી એટલે ખીલ્યા વગરના ફુલથી લાગી રહ્યો છે. તો આગળ જ્યારે તે પરાગ અને મધથી પરિપૂર્ણ થઇ વિકાસમાન થશે ત્યારે તારા શા હવાલ થશે.

રાજાએ મનમાં જે અર્થ ધાર્યો હતો તે કરતાં આ જુદોજ અર્થ સાંભળીને તે ખુશી થયો અને બોલ્યો કે પછી ? કવીએ કહ્યું કે મહારાજ ? એ દોહરાનો બીજો અર્થ કલિયુગમાં લપટાઇ રહેલા મનુષ્ય પક્ષે પણ થાય છે. તે આ પ્રમાણે—

નહિ પરાગ નહિ મધુપુરી, નહિબિ કાસી યહ કાલ,
અલી ? કલીસેં લગ રહ્યો, આગે કૌન હવાલ.

અર્થ—આ પરાગ એટલે તીર્થરાજ પ્રયાગ નથી. તેમ મધુપુરી એટલે મથુરાં નગરી નથી. તેમ કાશી [ બનારસ ] પણ નથી, પણ એતો કાળ એટલે મતિ છે. અલિ [ પુરૂષ ] તું આ કલિથી એટલે કલિયુગથી લાગી રહ્યો છે, અને હજુ તો કલિયુગનાં માત્ર પાંચ હજાર વર્ષ ગત થયાં છે, પણ આગળ જ્યારે ખરેખરો કલિયુગ આવશે ત્યારે ભવિષ્યમાં તારા શા હવાલ થશે ?

આ બીજો અર્થ સાંભળી રાજા ઘણો ખુશી થઇ ગયો, અને કવીને અભયદાન આપ્યું, કે તારો ગુનો માફ છે, માટે હવે એ દોહરાનો ખરો અને ત્રીજો અર્થ હોય તે કહે. કવિએ પ્રથમતો તે કહેવાની આનાકાની કરી, પણ પછી રાજાનો ઘણોજ આગ્રહ અને ભાવ જોઇ તે બોલ્યો કેઃ—

નહિ પરાગ નહિ મધુપુરી, નહિ બિકાસી યહકાલ,
અલિ ! કલીસેં લગ રહ્યો, આગે કોન હવાલ ?

એનો ત્રીજો અર્થ એવો છે કે–એમાં પરાગ એટલે રજ નથી અર્થાત તે રજસ્વાળા થઇ નથી. બોલવામાં પુરી મધુ એટલે જુવાનીમાં રસ સહીત બોલવાની મીઠાસ આવી નથી. તેમ આ વખતે હજુ તે સર્વાંગે પ્રફુલીત થઈ નથી. છતાં હે અલી ? એટલે નર તું આ કલી–કળી એટલે ખીલ્યા વગરના સ્ત્રી–પુષ્પથી લાગી રહ્યો છે. તો જ્યારે ખરેખરી રજ, બોલવાની મીઠાશ અને સર્વાંગે પ્રફુલીત થશે, ત્યારે આગળ તારી શી દશા થશે ?

આ ત્રીજો અને મુળ ઉદેશનો અર્થ સાંભળીને જાણે આંખેથી પાટો છુટી ગયો હોય, જાણે જ્ઞાન ચક્ષુ ઉઘડી ગયાં હોય તેમ રાજાને ખરી વસ્તુનું જ્ઞાન પ્રાપ્ત થયું. તેનો અંધ મોહ જતો રહ્યો, અને તેજ વખતે બિહારીદાસની સાથે રાજ સભામાં આવ્યો, અને રાજકાજ કરવા લાગ્યો. કવિને પોતાનો સલાહકાર અને રાજકવિ નીમ્યો, અને પુષ્કળ દ્રવ્ય અને જાગીર આપી.

## વિનોદ ૧૯ મો. અકબ્બર–ગંગ વિનોદ.

એક વખત અકબ્બર બાદશાહ પોતાની બેગમ સાથે બેસી સવારમાં દંત ધાવન કરતો હતો. જે વખત બેગમની હથેળીમાં પાણી હતું. તેવામાં કપાળમાંથી ટીલડી ઉખડી હથેળીના પાણીમાં પડી. બાદશાહે આ બનાવ બારીકાઇથી જોયો. તો તે ટીલડીમાં હાથીનું ચીત્ર હતું. જે ઉપરથી બાદશાહે પ્રશ્ન તૈયાર કર્યો કે " ડુબત હાથી હથેલી કો પાની " આ પ્રમાણે પ્રશ્ન તૈયાર કરી વિચાર્યું કે આજે સભામાં આ પ્રશ્ન ગંગ કવીને પુછું; કારણ કે તે ઘણી વખત મોટી ગપો મારે છે કે "હું તો " ભૂત, ભવિષ્ય અને વર્તમાનની વાત પણ કહી બતાવું છું. "

જ્યારે સભા ભરાઇ ત્યારે બાદશાહે ગંગ કવિને ઉદ્દેશીને આ પ્રમાણે પ્રશ્ન કર્યો કે " ડુબત હાથી હથેલી કો પાની " અર્થાત્ હથેલીના પાણીમાં હાથી ડુબી ગયો. કવીરાજ ? આ કવિત પુરૂ કરી જવાબ આપો જોઇએ.

કવિએ વિચાર્યું કે બાદશાહે આ વખતે મારી પાકી કસોટી કરવા જેવું કર્યું છે. એમ ધારી સરસ્વતિનું સ્મરણ કરી થોડીવારે બાદશાહને જવાબ આપ્યો કે. જેમ હું કહું છું તેમજ બન્યું હોય તો જ હથેલીના પાણીમાં હાથી ડુબી જાય. માટે સાંભળો–

સોલ શૃંગાર સજી પીયુ કારન રેન રમી પીયુસે પટરાની,
ભોર સુભોર ઉદ્યોત ભયો મુખ ધોવત સુંદર ટીકી ગીરાની.
માંય લીખ્યો હે ચીત્ર ગજરાજકો તાકી બિલેકકીને નવજાની.
કવી ગંગ કહે સુન શાહ અકબર "ડુબત હાથી હથેલીકો પાની."

આ સાંભળી બાદશાહ ઘણા ખુશી થયા અને કવીને ઘણો શીરપાવ આપ્યો.

## વિનોદ ૨૦ મો. અકબર–ગંગ વિનોદ.

એક દિવસ બાદશાહ અને કવિરાજ બંને સાંજનાં ફરવા નીકળ્યા. તે ફરતા ફરતા નદી કીનારે એક શિવાલય હતું ત્યાં આવી પહોંચ્યા. બાદશાહે શિવાલયમાં જોયું તો પાર્વતિની મૂર્તી શિવજી તરફ જરા કોડ વંકુ મુખ રાખી હસતાં માલમ પડયાં. આ રચના બધી કારીગરની હતી. બાદશાહે કવીરાજને પૂછયું કે આ પાર્વતિ શંકર તરફ મોં વાંકુ રાખી કેમ હશે છે ? ત્યારે કવીએ સમય સુચકતા પ્રમાણે ઉત્તર આપ્યો—

વિભુતિ ચઢાવત શંકરપે અહિલોચન મદ પડી ઝરકે,
વાકો સુસવાટ ઉડયો શીરપે, જબ અમૃત બુંદ પડી ખસકે;

વાઘિ હતો મૃગરાજ ત્વચા, ઉઠયો યોગીરાજ રહ્યો અટકે,
સુરભી સુત બાહન ભાગ ચલ્યો "જબ ગવરી હસી મુખ ચું કર કે."

ભાવાર્થ—એક વખત મહાદેવજી ભસ્મ લેપન કરતા હતા. તેમાંથી કંઇક ભસ્મની રજ ગળે વિંટાળેલા નાગની આંખમાં પડી જેથી નાગે એકદમ ફુફાટો માર્યો, તેમાંથી વિષની જ્વાળા નીકળી તે શંકરના લલાટમાં ચંદ્ર હતો તેમાં લાગી. તેથી તેમાંથી અમૃતનું એક ટીપું શંકરના આસન જે વ્યાઘ્રચર્મ તેના ઉપર પડયું. તેથી તે વાઘ એકદમ સજીવન થયો. તેને જોઇ શંકરની સ્વારીનો આખલો ભાગ્યો. તે જોઇને પાર્વતીને હસવું આવ્યું.

આ ઉપરથી બાદશાહ ઘણો ખુશી થયો ???

## વિનોદ ૨૧. ભુદેવોનો લક્ષ્મીને પ્રશ્ન.

એક વખત બધા બ્રાહ્મણોએ ભિક્ષાવૃત્તિના ધંધાથી કંટાળી ભેગા થઈ લક્ષ્મીનું આરાધન કરી નીચે પ્રમાણે પ્રશ્ન કર્યો—

દોહરો—રે ? લક્ષ્મી અખીલેશ્વરી, તું સૃષ્ટી આધાર,
અમપર તેં રૂઠી કર્યા, વિપ્રો ભીક્ષા ધાર.

લક્ષ્મીએ ઉત્તર આપ્યો કે—

મનહર—કુંભજે[1] તો કીધું પાન, મમ તાત સાગરનું
એથી તો ઉદ્વેગ અતિ, અંતરમાં થાય છે.
ભુદેવ ભૃગુએ ભારે, કરી ક્રોધ અંતરમાં;
મારી લાત મમ પતિ, ત્રીભુવન રાયને.
વૈરી વિદ્યા મુખ ધારે, પુજા માટે પદ્મ[2] ગૃહ;
ભુદેવો તો ભાવ કરી, નીત્ય તોડી જાય છે.
કહે કઠલાલકરે, એવાં છે અંગત વેર;
તેથી વિપ્રકુળ કેરો, ત્યાગ તો કરાય છે.

---

૧ કુંભજ=અગસ્ત્ય. ૨ પદ્મ=કમળ. લક્ષ્મીનું ઘર કમળ ગણાય છે.

## વિનોદ ૨૬ ધ્યાનસ્થ યોગી.

મનહરછંદ—મહાયોગી ધ્યાન ધરી, નયન નમાવી નીચાં;
મૌન તપ ધારી બેઠા, ડોળ ને દમામથી.
એવે આવ્યો યોગી કને, રાહદારી જતાં કોઇ:
પ્રેમથી પ્રણામ કરી, વદીઓ વિરામથી.
યોગી દાન દેવા યોગ્ય, પવિત્ર સુપાત્ર પણ;
મૂકીએ જો ચીજ કોઇ, હરાયે હરામથી.
કહે કઠલાલકર, પેટી કે પટારો નહિ;
ધ્યાને પુર યોગી માટે, કહો તે શું કામની?
ઘડી માન રહી વળી, વદીઆ વધારે વેણ;
જીવ બળે જાણે જવું, પડશે નિરાશથી.
યોગીએ વિચાર્યું મન, આવ્યો દાવ જાય વહી:
ધારીને વિકાસ્યુ મુખ, દ્રવ્ય તણી આશથી,
વળી કરે કરી શાન, મુક આમાં દાન ભાઇ.
જાણ્યું નરે આવ્યો દાવ, જોઇ ધુણી પાસની,
કહે કઠલાલકર, વિગતે વિચારી જોઇ;
ખાસ્યો ખોબો ભરી મુખ, ભરી દીધું ખાખથી,

## વિનોદ-૨૩ [1]કૃષ્ણની મશ્કરી.

એક વખત ગોપીઓએ શ્રી કૃષ્ણની મશ્કરી કરવાના ઈરાદાથી એક રચના કરી હતી તેનું ઉદાહરણ એવી રીતે છે કે-

કવીત—એક અંધી કુબરીકા, સોરહ શૃંગાર ધરી
થોપ વધૂ મીલીતાસૌ, રખી હેં શહેટમેં
કહે હરસિદ્ધ નંદ, નંદનસેં એસી કહી
ઉર્વસી રમાસી રાધા ઠાડી હેં નિકતમેં

---

૧ રસીક પ્રીયામાંથી.

તૈસો સુન સાન માન, ભાન તજ ધાયે કાન્હ
આયે નિશિ આધીમેં, હિયે લગાઈ હેતમેં
રાધે રાધે રટત અઆંધી અંધી દેખી તબ
વ્યગ્ર ચિત્ત કાન્હ દેખ, હસે સબ ચેતમેં

" વૃજવનિતાઓ કે જે ગ્લાનીઓ હતી. તેમણે એક આંધળી, કાળી, કુબડી હતી. તેને સોળ શૃંગાર પહેરાવીને એક નિયમીત કરેલા મકાનમાં રાખી. ત્યાર પછી એક સખી શ્રીકૃષ્ણ પ્રત્યે જઇ કહેવા લાગી કે: ઉર્વશી તથા રમા તુલ્ય એક અમુક જગ્યામાં છે તે તમારી રાહ જુવે છે. તે સાંભળી શ્રીકૃષ્ણ અર્ધી રાત્રીએ ત્યાંથી નીકળ્યા, અને તેને હૃદયે લગાવીને ભેટયાં. તે પોતે તેને હે રાધે! હે રાધે! એમ કહીને બોલાવા લાગ્યા, પણ રાધે હતી નહિ. જયારે તે આંધળી કુબડીને જોઇ ત્યારે શ્રીકૃષ્ણ ખીશીઆણા પડી ગયા; અને સર્વે હસવા લાગ્યાં.

### વિનોદ ૨૪. કૃષ્ણની ઘેલાઈ.

કવીત—બડે ભયે કાન્હ તુમ, કરત ઠઠોલી કહા;
દંતકુ નીકારી કહા, ઠડે કાન પકરી.
ઉંચે નીચે ગ્રીવા કરી, હાથસો દિખાઓ કૈસે;
કહા તુમ માગત હો, કહો સત્ય જી કરી.
કહે હરસિદ્ધ મેરે, પ્રાનનતે પ્યારે કાન્હ;
હોઇકે નિશંક માંગો, રહો મત અકરી.
લકરીકુ ચુસત હો, કાટત હો દંત દૈકે;
ક્ષુધા લગી હોઇ જો તું, પીલે દુધ સકરી.

અર્થાત્-એક ગોવાળણ કાને બહેરી હતી તે શ્રીકૃષ્ણની પાસે આવી કહેવા લાગી કે હે કાન્હ! તમો આવડા મોટા થયા તો પણ હજુ

મશ્કરી કરવાની ટેવ મૂકી નહિ. દાંત કાઢીને કાન પકડીને કેમ ઉભા છો ? (આમ કહેવાનું કારણ કે શ્રીકૃષ્ણ તે વખતે ગાયન કરતા હતા. તેથી દાંતનો ભાગ ખુલ્લો હતો, અને જમણો હાથ કાન ઉપર ગાયન કરતી વખતે રાખ્યો હતો. તેથી કાન પકડીને કેમ ઉભા છો એમ એ બહેરી ગોવાળણ કહે છે.) ઉંચી નીચી ડોક કરી તમે તમારા હાથથી શાની સાન કરો છો. (કારણ કે ગાયન વખતે માથું વાંકું તાલની મજાને લીધે થતું હતું અને હાથથી હાવભાવનાં ચિન્હ થતાં હતાં તે જોઇને ગોવાગણી બોલી હતી) તમે શું માગો છો ? હે મારા પ્રાણ પ્યારા કાન્હ ! તું નિશંક થઇને મારી પાસે માગ. તું જો કે લાકડી (વાંસળી) ને ચૂસે છે. વળી તેને કરડે છે તેથી શું પેટ ભરાશે. જા તને ભૂખ લાગી હોય તો દૂધ અને સાકર પી જા.

## વિનોદ ૨૫. તુલસીદાસનું રામ દર્શન.

ચિત્રકુટમાં રહેતા તુલસીદાસે શ્રીરામનાં દર્શન માટે હનુમાનજી પાસે માગણી કરી ત્યારે હનુમાનજીએ કહ્યું કે કાલે તમોને બન્ને રામ લક્ષ્મણ વીરોનાં દર્શન થશે. જ્યારે બીજે દિવસે તુલસીદાસ હરીભજન કરતા બેઠા છે. ત્યાં થઈ રામ લક્ષ્મણ હાથમાં ધનુષ્ય લઈ નિકળ્યા તે વખતે—

દોહરા—જાનિ શિકારી ભૂપ સુત, રામ નામ કહિ બૈન;
તુલસીદાસ પછિતાયકે, મુદિ લિયે દોઉ નૈન.

તુલસીદાસજીએ બંનેને કોઈ મૃગયા રમવા આવેલા રાજકુમારો જાણ્યા; અને પસ્તાઇને "રામ રામ" કહીને પોતાનાં બંને નેત્રો મીંચી દીધાં.

ચોપાઇ—નિકસી ગયેજબ યુગલ સવારા, આય કહ્યો તબ પવનકુમારા;
પ્રભુ દરસન પાયો કિ નાહિં, દોઉ રામ લખન તે આહીં.

જ્યારે તે બંને સવારો ચાલ્યા ગયા ત્યારે હનુમાનજીએ આવીને કહ્યું કે તમને પ્રભુનું દરસન પ્રાપ્ત થયું કે નહિ? તે બંને રામ લક્ષ્મણજી હતા.

આ સાંભળી તુલસીદાસ અફસોસ કરવા લાગ્યા અને બોલ્યા કે હાય! તેમને તો મેં શિકારી જાણી જવા દીધા. હે મહાવીર! હવે તો મને જરૂર દરસન કરાવો. ત્યારે હનુમાનજીએ કહ્યું કે તમો કાલે રામઘાટ પર જઇ બેસજો. ત્યાં રામજીનાં દરશન થશે. પ્રાતઃકાળ થતાં તુલસીદાસ રામઘાટ ઉપર જઇ બેઠા. તેટલામાં ત્યાં રામ લક્ષ્મણ આવ્યા અને બોલ્યા કે—

ચોપાઇ—કહ્યો દેઉ ચંદન મોહિ બાવા, તુલસીદાસ તબ સમજહિ ગાવા.
ચંદન દેહુ ચરચી અંગ માંહીં, રામ લખન તુમ હોકી નાહીં.

બાવા! અમોને ચંદન આપો? ત્યારે તુલસીદાસજી સહજ બોલ્યા: કે હુંજ આપના અંગમાં ચંદન લગાવી દઉં. આપ રામ-લક્ષ્મણ છો કે નહિ? ત્યારે તેઓ બોલ્યા કે—

ચોપાઈ—"બાલ કહે સાધુ જગ જે તે, રામ લખનકી મુરતી તે તે."
"જેટલા જગતમાં સાધુ છે તેટલા બધા રામ લક્ષ્મણની મુરતીઓ છે."

આ પ્રમાણે કહી ચંદન લઈ તેઓ ચાલી ગયા. પછી પવનકુમાર હનુમાનજી આવ્યા અને કહેવા લાગ્યા કે તમને રામ લક્ષ્મણ મળ્યા કે? આવા હનુમાનજીના પ્રશ્નથી તુલસીદાસ નીચેનો દોહરો બોલ્યા—

દોહરો—ચિત્રકુટકે ઘાટમેં ભઇ સંતનકી ભીર;
તુલસીદાસ ચંદન ઘિસૈં, તિલક કરે રઘુવીર.

અર્થાત્—"ચિત્રકુટના ઘાટ ઉપર સંતોની ઘણી ભીડ થઇ રહી હતી તથા તુલસીદાસ ચંદન ઘસતા હતા અને રામ-લક્ષ્મણ તિલક કરતા હતા." એમ કરી મને છેતરી જતા રહ્યા માટે હવે તો—

દોહરો—બહુરિ કહ્યો કર જોરિ કૈ, સુનીયે પવનકુમાર;
દેખૌ ચારૌં બંધુકો, સહીત રાજ સંભાર.

"હાથ જોડીને કહું છું કે હે પવનકુમાર! હું રાજસમાજ સાથે ચારે ભાઈઓનાં દર્શન કરવા ચાહું છું.

પછી તેમને તેમની ઇચ્છા પ્રમાણે દયાળુ ભગવાને દર્શન આપ્યાં.

## વિનોદ ૨૬. તુલસીદાસની પરીક્ષા

એક વખત તુલસીદાસ પરશુરામના મંદિરમાં દર્શન કરવા ગયા. મંદિરમાં શ્રીકૃષ્ણરૂપ લક્ષ્મીપતિ શોભતા હતા. બંસીથી, લાકડીથી, કાછથી, મસ્તક ઉપરના મુકુટથી, અને વક્ષઃસ્થલ સુધી ધારણ કરેલી માળાથી તથા સમીપમાં રાધાજીની સુંદર મુરતીથી ત્રીભંગી છબી શોભતી હતી. જ્યારે તુલસીદાસ અંદર ગયા. ત્યારે પરશુરામજીએ તુલસીદાસની પરિક્ષા કરવા નીચે પ્રમાણે બોલ્યા કે—

દોહરા—અપને અપને ઇષ્ટકો, નમન કરે સબ કોઈ;
પરશુરામ બિન ઇષ્ટકો, નમે સો મુરખ હોય.

"સર્વ કોઇ પોતપોતાના ઇષ્ટને નમન કરે છે. પણ પરશુરામ કહે છે કે જે માણુસ પોતાના ઇષ્ટદેવને ના નમે તે મૂરખ છે. (મતલબ કે તુલસીદાસના ઇષ્ટ શ્રી રામચંદ્રજી છે અને મંદિરમાં મુરતી કૃષ્ણચંદ્રની છે.)

પરશુરામકે બચન સુનિ, માનત હિયે હુલાસ;
સીતા રમણસેં ભારી કૈ, બોલ્યો તુલસીદાસ.

પરશુરામનાં આવાં વચન સાંભળીને હૃદયમાં પ્રસન્ન થઇને શ્રી રામચંદ્રજીનું ધ્યાન ધરીને તુલસીદાસ બોલ્યા કે—

કહા કહૌ છબી આજુકિ, ભલે બને હૌં નાથ;
તુલસી મસ્તક તબ નમે, ધરો ધનુષસર હાથ.

હે નાથ ! આજના શાં વખાણુ કરૂં ? ભલા બન્યા છો. પરંતુ જ્યારે ધનુષબાણુ હાથમાં ધારણુ કરશો (રામરૂપ થશો) ત્યારે તુલસીદાસનું મસ્તક નમશે. આ સાંભળી તરતજ પ્રભુએ

મુરલી લકુટ દુરાયકે, ધર્યો ધનુષસર હાથ;
તુલસી લખિ રૂચિ દાસકી, નાથ ભયે રઘુનાથ.

" મુરલી અને લાકડી દૂર રાખીને હાથમાં ધનુષ્યબાણુ ધારણુ કર્યું. તુલસીદાસ કહે છે કે, ભક્તની રૂચિ જોઇ નાથ–શ્રીકૃષ્ણુ રઘુનાથ થયા. પછી તુલસીદાસ કંઇક મશ્કરી રૂપમાં પ્રભુને કહેવા લાગ્યા કે—

કિત મોરલી કિત ચંદ્રિકા, કિત ગોપીઅનકો સાથ;
તુલસી જનકે કારણે, કૃષ્ણુ ભયે રઘુનાથ,

તમારી મોરલી ક્યાં ગઇ ? ચંદ્રિકા ક્યાં ગઇ ? ગોપીઓનો સાથ ક્યાં, અને એક તુલસી માટે હે પ્રભુ શ્રીકૃષ્ણુ ! તમે રઘુનાથ થયા ! ! !



# ગદ્યાત્મક હાસ્યજનક વિનોદો.

---

## વિનોદ ૧. વણીકનો સંકલ્પ.

એક દિવસ એક વાણીઓ પોતાના ચોતરા ઉપર બેઠો બેઠો દાતણ કરતો હતો, એવામાં એક માગણે ત્યાં આવી શેઠને પૂછ્યું કે શેઠ ? હું બે દિવસનો ભૂખ્યો છું. માટે મને ખાવાનું આપશો ? આ વખતે શેઠ કુચાથી ઉભા દાંત ઘસતા હતા જેથી માથુ ઉત્તર દક્ષીણ હાલતું હતું. શેઠે માગણનું કહેવું બરાબર સાંભળ્યું નહિ. પણ પેલા માગણે શેઠનું માથુ હાલતું જોઇ ધાર્યું કે મારા ઉત્તરનો જવાબ હકારમાં વાળ્યો છે. એમ ધારી શેઠની પાસે માગણ બેઠો.

ખાવાનો વખત થયો પણ કોઈ કોઇને બોલતા નથી. માગણ એમ ધારે છે કે જમવાનું થશે એટલે બોલાવશે. હવે જ્યારે જમવાનું થયું એટલે શેઠતો ખાઈ ઉઠયા છતાં પેલા માગણને બેઠેલો જોઈ પૂછ્યું કે કેમ ભાઈ તું શા માટે બેસી રહ્યો છે. ત્યારે માગણે જવાબ આપ્યો કે શેઠ સાહેબ આપે મને ખાવા આપવાનું કબુલ કર્યું છે, માટે હું રાહ જોતો બેઠો છું. શેઠે કહ્યું કે તમોને કોણે કહ્યું છે. માગણે કહ્યું. તમોએ દાતણ કરતી વખતે માથુ નહોતું ધુણાવ્યું ?

શેઠ સમજ્યા કે આ વખતે આપણે ગંભીર ભુલ કરી છે, અને બંધાઈ ગયા છીએ માટે હવે ખવડાવ્યા શિવાય ચાલે તેમ નથી. પછી માગણને ખવરાવ્યું.

તે દિવસથી શેઠ હાથમાં જળ લઇ બોલ્યા કે " હે કોટારજી ? હે દેવ તમારે માથે જળ કે કોઈ દિવસ ઉભા દાંત ન ઘસવા પણ તેને બદલે આડા દાંત ઘસવા કે જેથી જાણુતાં કે અજાણુતાં 'ના' કહેવાય. જેથી ફરી આવી ગંભીર ભુલ થવા ન પામે.

ભાઇઓ ? મારૂં કહેવું માનો તો તમો પણ ઉપર પ્રમાણેનો સંકલ્પ કરી દેજો. અમો કાંઈ ગાંડા નથી, પણ ડાહી માના દીકરા છીએ.

## વિનોદ ૨. રહેમુભાઈની ભુલ.

એક રેમુ મીઆ નામક ખાં સાહેબ એક દિવસ સવારમાં ખેતરમાં જઇ એક આંબા નીચે રાતના ઉજાગરાને લીધે છાયામાં સુઇ ગયા. મીઆં ઘણી ઉંઘ લઇ લગભગ આઠવાગે સુતેલા તે બે વાગે ઉઠયા.

ઉઠયા એવા મીઆતો બહાવરા બની ગયા. અને બોલવા લાગ્યા કે " યા અલ્લા ? યા ખુદા ? યા પરવર દિગાર ? એ કયા હુવા ? મેંતો છાયામે સુતા થા, તો ધુપમેં કાંસી " (બપોરે દિવસ ફરવાથી મીઆંપર તાપ આવ્યો હતો. )

વળી મીઆં બોલવા લાગ્યા કે " ભલા મેં તે રેમુભાઇ હુ કે નહિ. જો રેમુભાઇજ હોઉં તો મેંતો છાયામેં સુતાથા લેકીન ધુપમેં કાંસી ઉસમે મેરેકુ એસાજ લગતા હેંકી મેં રેમુભાઇજ નહિ. લાવ ઘર જાકે રેમુભાઇકી બઉકુ પુછ દેખું કે રેમુભાઇ ઘર આયાહે કે નહિ ? સબબ જો મેં રેમુભાઈ નહિ હોઉં તો જરૂર રેમુભાઈ ઘર ગયે હોઇંગે. "

આમ તર્ક કરી મીઆં સાહેબ બ્હીતા બ્હીતા ઘેર જઇ બારણા આગળ આવી, ઉભા રહી પોકારવા લાગ્યા કે " એ રેમુભાઇ

કી બઉ ? એ રેમુભાઈકી બઉ ? અભી રેમુભાઇ ઘર આયા હે ? " આ સાંભળી બીચારી બીબી તો આભીજ બની ગઈ કે " આ તે મુવો ગાંડોજ બની ગયો કે શું ? તે બોલી કે " મેરે પીટે ઉલ ગયેલે તબ તુમ કોન હો ? કુછ પાગલ આગલ બન ગયે કે કયા ? " મીઆં બોલ્યો " કયા મેંજ રેમુભાઇ હું ? દેખ ભલા મેં સબામે ખેતમેં ગયાથા વાં ઝાડકે નીચે સો ગયા. જબમેં સો ગયા તબ મેરે પર છાયાથી લેકીન જબ મેં ઉઠા તબ મેરેપર ધુપ આકથી ઉસ લીએ મેંને બિચારા કી મેં રેમુભાઈજ નહિ; જો મેં રેમુભાઇ હું તો મેંતો છાયામેં સુતાથા તો ધુપમેં કાંસી મારે બીબી અબતો અલ્લાકુ યાદ કરો કે પરવર દિગારે મેરા ખરેખરા રેમુભાઇકા દીદાર અબકે અબ બના દિયા. "

વાહ મીઆં સાહેબ તમારી અક્કલનો નમુનો બરોડાના સંગ્રહસ્થાનમાં રાખવા જેવો છે. સલામ આલેકુમ સાહેબ ? ? ?

### વિનોદ ૩. મોચીનો વરો.

એક મોચીને ઘેર એક બારોટ જોડા સંધાવા ગયો, ત્યારે મોચીએ ચાર આના બતાવ્યા. આ સાંભળી બારોટ બોલ્યા કે અમે કવી કહેવાઇએ તોપણુ અમારે પૈસા આપવા પડે કે ? મોચી પણ અંગ્રેજ સરકારના રાજ્યનો રહીશ હોઈ કઠણુ થયેલો હતો. તે કહેવા લાગ્યો કે જાવ તમારે થાય તે કરજો અમારૂ ભુંડું બોલશો એજની, પણ આસલડી, સોયો, અને આર વગેરે તો નહિ લઇ જાવ. બારોટે કહ્યું કે સારૂ ભાઇ અમારૂ શું જોર ચાલે.

પછી મોચીને ત્યાં વિવાહ આવ્યો, તેની કંકોતરીઓ લખાવા ત્યાં જતા પેલા પહેલી ઓળખાણુવાળા બારોટજીને બોલાવ્યા, પેલું આગલું વેરતો મોચીભાઇતો ભુલીજ ગયા હતા.

બારોટે તેની બધી કંકોતરીઓ લખી આપી, પણ નીચે એક દોહરો નીચે પ્રમાણે લખી દીધો—

અમે મોચી તમે મોચકાં, મોચી મોચામોચ;
આવવું હોયતો આવજો, નહિ તો કરજો કોચાકોચ.

જ્યાં જ્યાં કંકોતરીઓ ગઇ ત્યાં ત્યાં બધા મોચીઓને રીસ ચઢી ગઈ; અને કહેવા લાગ્યા કે "ભાઇ વરો કરવા બેઠા છે. એટલે એતો મોચી, અને આપણે બધાં એમનાં મોચકાં અને વળી "આવવું હોયતો આવજો" એમને તો ગરજજ શાની હોય આપણી ગરજે જઇએ ત્યારે. "વળી કરજો કોચાકોચ" આપણે બધાતો કોચાકોચ [ શીવવાનો ધંધો ] કરનારા, અને એતો સરાફનો ધંધો કરતા હશે ! માટે આપણે જવુંજ નથી. આ તરફ મોચીભાઈ રૂપીઆ હજારેકનું પાણી કરી ન્યાતનો લ્હાવો લેવા માં ફાડી બેસી રહ્યા હતા તે આખરે નિરાશ થયા અને રંધાવેલું અનાજ નાખી દેવું પડ્યું. વળી દાન ઉપર દક્ષીણામાં બધા પંચે ભેગા થઇ ન્યાત બહાર ભાઇને મૂકી દીધા "ગુનો નામે ન્યાતનું અપમાન" કરજો હવે કવી લોકોનાં અપમાન, અને નથી કરો જોઇએ કવીઓનાં અરધા શ્લોકને કામ ? ? ? ? ? ?

## વિનોદ ૪ વકીલની સમયસુચકતા.[1]

એક વખત એક ટ્રેનમાં એક વકીલ સાહેબ મુસાફરી કરતા હતા રસ્તામાં એક સ્ટેશનેથી એક મડમ સાહેબ પણ તેજ ડબામાં આવી બેઠાં. પ્રસંગોવશાત્ મેમ સાહેબની દાનત બગડી કારણકે "એકાંત બુરી છે" જેથી વકીલ સાથે વાર્તાલાપ કરવા માંડયો.

---

૧ એક માસીકમાંથી.

મેમ સાહેબે પૂછ્યું કે-શું આપ પરણ્યા છો કે ? વકીલ મેમ સાહેબનો ભાવ પ્રથમથીજ સમજી ગયા હતા જેથી ઉત્તરમાં મૌનતા દર્શાવી. હું "આપનાપર આશક થઇ છું." મેમ સાહેબે ધીરજનો ત્યાગ કરી પોતાનો વિચાર જણાવી દીધો. વકીલ સાહેબ તો આ પ્રસંગે પણ મૌનજ સાચવી રહ્યા. "હું તમારી સાથે પ્રીતિ કરવા ચાહું છું બોલો તમારી શી મરજી છે ?" મેમ સાહેબે પોતાનો છેવટનો નિર્ણય જણાવી દીધો. ત્યારે બેહાથ કાને અડકાડી વકીલ સાહેબે પોતાની બધીરતા દર્શાવી અને કહ્યું કે લખીને આપો ! એવી હાથથી સંજ્ઞા કરી.

મેમ સાહેબે તરતજ કાગળમાં લખી દીધુ કે " હું આપનાપર આશક છું, અને પ્રિતિ કરવા ચાહુંછું. માટે તમો કબુલ થાવો નહિતો કોર્ટમાં તમારાપર ઇજ્જત બાબતની ફરીઆદ નોંધાવીશ." આ કાગળ વાંચી જોઇ વકીલ સાહેબે પોતાના ખીસ્સામાં મૂકી દીધો અને પૂર્વવત્ મૌન ધરી બેસી રહ્યા.

એવામાં સ્ટેશન આવી પહોચ્યું. મેમ સાહેબ પણ સ્ટેશનની રાહ જોતાં ગુસ્સાથી લાલચોળ થઇને બેઠેલાંજ હતાં. સ્ટેશને ટ્રેન ઉભી રહેતા અગાઉજ તેઓ ઉતરી પડયાં, અને તરતજ વકીલ સાહેબ ઉપર મુકદ્દમો નોંધાવી દીધો.

જ્યારે મેમ સાહેબની જુબાની થયા પછી વકીલ સાહેબની જુબાની લેવા માંડી. વકીલ સાહેબે જુબાનીમાં મેમ સાહેબના પવીત્ર હસ્તે લખેલો પત્ર કોર્ટમાં રજુ કર્યો. જેથી મેજીસ્ટ્રેટ વગેરે વાંચી માહીતગાર થઇ ગયા, અને મેમ સાહેબની ખુબ ઝાટકણી કાઢી આથી મેમ સાહેબ તદ્દન ઝંખવાણાં પડી ગયાં. અને વકીલને ઘણી સાબાસી આપી. " મેમ સાહેબ તો એમજ જાણતાં હશે કે બધે વિલાયતજ હશે." ? ? ?

## વિનોદ ૫ વકીલની સલાહ.

એક સખસે વકીલને આવી પૂછ્યું કે સાહેબ તમારી જે ફી હોય તે લ્યો પણ મને સાચી સલાહ આપો વકીલે પોતાની ફીના પાંચ રૂપીઆ લીધા અને કહ્યું કે તમારે શું પૂછવું છે ?

શખસે—મારે કોઈની છોકરી લઇ નાસી જવું છે, તો કેવી રીતે લઇ જવું તો કાયદાથી બંધન ન થાઉં.

વકીલ—તે છોકરીને ઘોડા ઉપર આગળ બેસાડી તારે પાછળ બેસવું, અને પછી છોકરીને ચાબુક મારવા કહેવું. જેથી છોકરી તને લઇ ગઇ એમ ન્યાય ઉતરવાથી તું કાયદાથી બંધન થશે નહિ.

શખસે-સારૂ સાહેબ ! એમ કહી રજા લીધી.

બીજે દિવસે સવારે વકીલ સાહેબને ખબર પડી કે પેલો સલાહ પુછનાર સખસ પોતાની (વકીલની) છોકરી લઇ નાસી ગયો છે. " શું કરે હાથનાં કર્યા હૈયે વાગે તે આનું નામ. "

## વિનોદ ૬ હજામની ન્યાત.

એક હજામે પોતાના શેઠને કહ્યું કે. શેઠ ! આજ મારે પચાસ વર્ષે અધરણી આવી છે. તો મારે મારી આખી ન્યાત તેડાવી જમાડવાનો વિચાર છે. જેથી મારી આખી ન્યાતમાં કોઇએ નહિ કરેલી તેવી ન્યાત મારે કરવી છે અને વળી પકવાન પણ કોઇએ નહિ પડાવેલાં તેવાં મારે ન્યાતમાં વાપરવાં છે. આ સાંભળી શેઠે કહ્યું કે કોઇ જાતનો વાંધો રાખશો નહિ. તમે બે ફીકર રહો, અને સુખેથી કંકોતરીઓ લખો !

પછી શેઠે કંદોઈ લોકોને બોલાવી સમજુત કરી કે લાડુ, જલેબી તો નહિ પણ અખા, કાતરા, ચીપીઆ, પથરીઓ તથા વાડકીઓ મીઠાઇનાં પાડવાનાં છે. વળી સાથે ટપટપીઆં તથા

નરાણીઓ પણ ભુલવાની નથી. કંદોઇ લોકોએ મુદત પ્રમાણે મીઠાઈ તૈયાર કરી આપી. શેઠે તે એક ખાનગી ઓરડીમાં ભરી તેની કુંચી પોતાની પાસે રાખી. જ્યારે ન્યાત જમવા બેઠી એટલે પકવાનનો ઓરડો ઉઘાડી આપ્યો. પછી પકવાનના થાળો ભરી પીરસણીઆ ક્યોરે અઆ, ક્યોરે ટપટપીઆં, ઇત્યાદિ કરતા પીરસવા બહાર નીકળી પડયા. ન્યાત સમસ્ત વિસ્મય પામી, મશ્કરી ધારી જમ્યા વિના ચાલી ગઇ. અને નવી જાતનું પકવાન જેમને તેમ પડીજ રહ્યું. " સમજ્યા મારા મહેરબાન ? કરતા હોય તે કીજીએ, ઓર ન કિજીએ કબ, મુડી રહે શેવાળમાં, ઉંચા રહી જાય પગ. "

## વિનોદ ૭ મીઆંની બડાશ.

એક દિવસ એક વગડામાં એક મીઆં અને એક રજપુત વાતો કરતા કરતા જતા હતા. તેવામાં મીઆં સાહેબ બોલ્યા—કયા કહું યાર અબતો સારા જમાના ફીર ગયા. નહિતો આગે મેરા બાવા બાદશાહકા બડા તબેલાદાર થા, ઉસ બખ્ત ઉસકે તહેનાતમેં ઘોડા તો ઇતને બધે થે કે ઉસકુ બાંધનેકા તબેલાકા એક છેડા ઉત્તર તો એક છેડા દખન" આ સાંભળી રજપુત બોલ્યો કે—અરે મારા બાપને પણ હથીઆરનો એવો શોખ હતો કે તેમની પાસે એક ભાલો એવો મજાનો હતો કે તેનો એક છેડો આકાશમાં ને એક છેડો પાતાળમાં.

મીઆં બોલ્યા—ઓતો યાર બડી ગપ હૈ ? જો એતા બડા ભાલાથા તો ઇસકુ રખતે થે કીધર.

રજપુત બોલ્યો—ભાઇ એતો તમારા બાપના તબેલામાંજ મૂકતા હતા કારણ કે તે વખતે તેમને બંનેને બહુ માયા હતી.

આ જવાબથી મીઆં સાહેબ તો ઠંડા આઇસક્રીમ જેવા થઈ ગયા. ' ત્યારે ભાઇ બડાસ નહોતી મારવી "

## વિનોદ ૮.

### લાભ કરનારો ગુમાસ્તો.

એક શેઠને ત્યાં એક ગુમાસ્તો રહેતો હતો. તેને એક વખત બાહાર ગામથી માલ લાવવા શેઠે મોકલ્યો. જ્યારે તે માલ લઇને આવ્યો પણ ભરતીઉં ત્યાંને ત્યાં ભુલીને આવ્યો. આથી શેઠે તેને ઠપકો આપ્યો અને કહ્યું કે "માલ ન હોય તો ચાલે, પણ ભરતીઉં પહેલું જોઇએ." મતલબ કે માલ એકાદ દિવસે માંડો આવે તો વાંધો નહિ, પણ ભરતીઉં પહેલું જોઇએ. કારણકે માલ વેચવાની સુજ પડે.

બુદ્ધિશાળી ગુમાસ્તો આ સુત્ર હંમેશાં યાદ રાખતો. એક વખત માલ લઇને આવતાં રસ્તામાં ચોર લોકો માલ લઈ ગયા. ગુમાસ્તો હરખાતો હરખાતો મુઠીઓવાળી ઘેર નાશી આવ્યો. અને કહેવા લાગ્યો કે આપણો માલ ચોર લોકો લુટી ગયા; આ સાંભળી શેઠ પશ્ચાતાપ કરવા લાગ્યાઃ ત્યારે ગુમાસ્તો બોલી ઉઠયો કે કાંઇ વાંધા જેવું નથી. કારણકે "ભરતીઉં મારી પાસે છે" આ સાંભળી શેઠને દાઝયા ઉપર ડામ દેવા જેવું થયું. ગુમાસ્તાની મૂર્ખાઇ જોઇ તેને તરતજ વિદાયગીરી આપી દીધી. "ધન્ય છે અક્કલના ઇસ્કોતરા રૂપ ગુમાસ્તા ભાઇ પધારજો"???

## વિનોદ ૯

### બે મીઆંની તકરાર.

કોઇ બે મીઆં રસ્તે મુસાફરી કરતા એક તળાવ ઉપર વડના ઝાડ નિચે વિશ્રામ લેવા બેઠા. પછી એક મીઆં બોલ્યા કે–જો કભી

ખુદાતાલા એ પાણીકા ઘી બનાદે. ઔર એ બડકે પત્તેકી રોટીઆં બનાદે તો બંદા ખુશ મીજાજસેં ઝબોલ, ઝબોલ કે ખાય? આ સાંભળી જોડે સુતેલો મીઆં બોલ્યો–કયા બાત કરતાહે મેં બી ઈસ બડકી નીચે સુતા હું તો મેરા બી હીસ્સાહે, પહેલાએ કહ્યું–સચ્ચા તેરા ભાગ બી ખરાજ. બીજો બોલ્યો–તબતો અચ્છા, લેકર ઝબોલ, ઝબોલકી બાત કરતા હે વો મેરેકુ પસંદ નહિ. કયા! એકદમ સબ સફા કરનેકા હૈ કે કયા? એસી લફ્રાસફ્રતો તેરા બાપુકે વાં! ત્યાંતો ટુકડા રોટી ઔર છાંટા ઘી ખાણા હોય તો ખા??

"અરે બેવકુફ કયા ઘી રોટીકા પૈસે તોં નહિ બેઠે? મુફ્તસે મીલે તો કાયકુ ઝબોલ, ઝબોલકે ન ખાય! મેં તો ઇસસેંબી જ્યાદા લઉંગા, આથી બંનેએ લડવા માંડયું, અને આખર ગરમા ગરમ તકરાર થઇ ગઇ. જેથી બંને કચેરીમાં ગયા, પણ બંનેની મુર્ખાઈ જોઇ દશ દશ ફટકા મારી કાઢી મૂકવામાં આવ્યા. "જુવો. મીઆંએ મુવા પહેલી શ્રોર ખોદી કહાડી ખરી?"

## વિનોદ ૧૦

## બ્રાહ્મણને આશીર્વાદ.

એક બ્રાહ્મણ આવી એક પટેલના ઘર આગળ "કલ્યાણ હજો:' એમ આશીર્વાદ આપી ઉભો રહ્યો. ત્યારે પટેલ ચુલા આગળ હુકો ભરતા હતા, અને પટલાણી રોટલા કરતાં હતાં. પટેલને એક છોકરો હતો જેનું નામ "કલ્યાણ' હતું. તે આ વખતે બહાર રમતો હતો.

બ્રાહ્મણનું "કલ્યાણ હજો" એવો આશીર્વાદાત્મક ઉચ્ચાર સાંભળી પટલાણી બોલી ઉઠયાં કે–"જાવ જુવો જે આપણો કલાણ

બહાર રમે છે તે કોઇ કહે છે કે તે અજયો છે ”

પટેલ તો બહાર આવી જુવે છે તો ભીક્ષા માગતો બ્રાહ્મણ બહાર ઉભો છે; અને છોકરો કલ્યાણ એક બાજુ રમે છે. આથી પટેલનો પીત્તો ખસી ગયો, અને બોલ્યો કે–“ ફાડયા તને સુજતું નથી. મારો કલાંણ અહીં અજયો છે; મારા હાળા ભાંમણ પણ ફાટી જ્યા છે. એતો હારૂ અંતુ તે હું ઘેર છું નહિ તો તુંતો બાયડીની મશ્કરીજ કરતો અતોને ? એમ કહી પટેલે બ્રાહ્મણને ખુબ ઝાપટયો. બ્રાહ્મણ ચીસો પાડતો નાસી ગયો ??? “ જાણો છોજને ભેંસને મુકયું પરાળ તે ના જુવે સેવું કે ચરાળ ”

## વિનોદ ૬૧

## પરમ ભકત સોની

એક શહેરમાં કોઇ એક સોની રહેતો હતો. તે ગામમાં પરમ ભક્ત તરીકે ઓળખાતો હતો. તેની ભક્તિનો ડોળ તો જન સમાજને ભોળવી. ઘરાકી વધારવાનો તથા પ્રમાણીકતાની છાપ બેસાડવા પુરતો જ હતો. ઘેર ત્રણ ચાર ગુમાસ્તા રાખી ધંધો પણ સારી રીતે ચલાવતો હતો.

કોઈ ગરાક આવતું કે તેની ઓળખાણ વગેરે બાબતનો વાર્તાલાપ નીચેની પ્રભુનામ સંજ્ઞાથી કરતાઃ

૧. ગુમાસ્તો—હરી ? હરી ? હરી ? ના ઉચ્ચાર કરતો ( આ બધા ઘડાવા આવ્યા છે તેમનું ‘ હરી ’ લેવું કે કેમ ? આવો પ્રશ્ન પ્રભુ નામ સંજ્ઞાથી કરતો )

સોની—( હરતો ફરતો તથા વાર્તાલાપ કરતાં ) હર ? હર ? હર ? ના ઉચ્ચાર કરી દેતો ( ઉપરના પ્રશ્નનો ઉત્તર કે બધાનું હર,

લઇ લે વાંધા જેવું નથી. )

૨ ગુમાસ્તો—( પુરી ખાતરી કરવા માટે ચકોર છે કે ગામડીઆનો ભેદ જોવા માટે ) કેશવ ? કેશવ ? કેશવ ? ના ઉચ્ચાર કરતો. ( કેશવ આ બધા કોણ ? એવો પ્રશ્ન કર્યો )

સોની—[ બોલતો કે ' ગોપાલ ? ગોપાલ ? ગોપાલ ? [ મતલબકે આ બધા " ગોપાલ " એટલે ગોવાળીઆ જેવા ગામડીઆ અજ્ઞાન છે. માટે વાંધા જેવું નથી. ] આ પ્રમાણે જવાબ આપી દેતો.

આ પ્રમાણે પોત પોતાના ધંધામાં પરમેશ્વરના નામરૂપ વાર્તાલાપથી લોકોનું કાશળ કાઢી નાખતા વાહ સોની ભાઇ ? વાહ ? કહ્યું છે કે—

મનહર છંદ.

જગમાં જરૂર જાણો, સોનીની ચકોર જાત,
ચીતરે વિવિધ ભાત, ઘાટ એવો જાણવો;
અન્યજન ખાય અન, સોનુરૂપુ ખાય સોની,
તજે ન ભાણેજ બેન, સહુનો પચાવવો.
મીઠું મીઠું બોલે વળી, કળાઓ અનેક કરે,
દીલદાર હોય સોની, આપણો ન જાણવો;
રાજને અરજ કરી, કહે છે જોઇતારામ,
ચોરને અભાવે એક, સોનીનેજ ઘાલવો.

દોહરો—રાતે ચોરે ચોરટા, ને વળી વેશ્યા નાર,
ધોળા દીના ચોરટા, વણીક ને સોનાર.

હાલતો એજ વળી આગળ ઉપર જોઇ લેઇશું.

## વિનોદ ૧૨ હજામનો વિલક્ષણ ઉત્તર.

એક વખત શેઠ હજામત કરાવા બેઠા હતા. તેવામાં તેમના ઉપર કંઈકથી કાગળ આવ્યો. તે હજામત બંધ રખાવી ઉતાવળા ઉતાવળા વાંચવા લાગ્યા. વાંચતાં વાંચતાં કંઈક અક્ષર નહિ ઉકલવાથી શેઠ ગુંચવાવા લાગ્યા. શેઠ ગુંચાય છે એમ જાણી હજામે પૂછ્યું ? શેઠ કેમ ગુંચાવ છો ? શેઠે કહ્યું-બેશ ? બેશ, એમાં તું શું જાણે, હજામ કહે-તમો કહોતો ખરા. શેઠે કહ્યું-જો આ કાગળમાં આ અક્ષર ઉકલતો નથી એમ કહી કાગળ ઉપર આંગળી મૂકી બતાવ્યું કે આતે "ઉ" છે કે "જુ"

વાળંદે જવાબ આપ્યો કે-એટલું એ નથી જાણતાં એતો 'ઉ' છે શેઠે પૂછ્યું કે-કેમ જાણ્યું ? હજામે જવાબ આપ્યો કે-જુવો "જુ" હોયતો હાલે ચાલે નહિ ? માટે તે તો હાલતી નથી માટે "ઉ" છે.

આવો વિલક્ષણ ઉત્તર સાંભળી શેઠ ઘણા ખુશી થયા. "તમે જાણો છોજને હજામની જાત ઘણી ચકોર હોય છે."

## વિનોદ ૧૩ આંધળાની આંખો.

એક આંધળાને તેની અતિ કદ્રુપી સ્ત્રીએ કહ્યું કે-તમોને પરમેશ્વરે જો આંખો આપી હોતતો મારૂં રૂપ જોઇને ઘણા ખુશી થઈ જાત, અને નિરંતર મારા સામુ જોઇનેજ બેસી રહેત પણ પરમેશ્વર તમારા પર રૂઠેલો કે તમોને આંધળા કર્યા.

આ સાંભળી આંધળો બોલ્યો-પરમેશ્વરે મને બહારની આંખો નથી આપી પણ અંદરની તો આપી છે. મને અંતર ચક્ષુથી સુજે છે કે તું કુબજાને પણ ઘડી કોરે બેસાડે તેવી કદ્રુપી છું. કારણકે

જો રૂપાળી હોતતો મારા જેવા આંધળાને પરણુતજ નહિ. આ ઉત્તર સાંભળી પેલી ઇન્દ્રની અપ્છરાતો છાનીજ રહી ગઇ.

જાણો છો કે—બડા બડાઈ ના કરે, બડા ન બોલે બોલ,

હીરા મુખસે ના કહે, લાખ હમારા મોલ.

## વિનોદ ૧૪ અક્કલબાજખાંની અકલનો નમુનો.

કોઇ એક ગામમાં બે મુસલમાન ભાઇઓએ ચોકી રાખી હતી. જેથી એક દિવસ રાત્રે તેઓ પેરો ફરવા નીકળ્યા. ફરતાં ફરતાં એક વડ તળે આવી પહોંચ્યા. ત્યાં આગળ એક હાથી બેઠેલો તેમના જોવામાં આવ્યો. હાથી કોઇ વખત જોયેલો નહિ હોવાથી તેઓ ડરીને પાછા હઠયા પછી બોલ્યા કે—

૧ લો—અરે યાર ? મેરા સાલા એ કયા હયગા ?

૨ જો—સચ ? એ કાલા કાલા કયા હયગા ?

૧ લો—ચલો યાર ? ઓતો ચોકીકા કામ, કલ સબામાં કુછ હોયતો સારે જન્મારેકી કમાઇ ચલી જાય.

૨ જો—ચલ ? અપડે ચાચા અક્કલ બાજખાંકુ પુછ દેખીએ.

બંને જણા એમ વિચાર કરી પોતાના કાકા પાસે આવી સઘળી હકીકત કહી સંભળાવી જેથી કાકા ઉઠીને હાથી પાસે આવી પુરેપુરો જોઇને કહેવા લાગ્યા કે—

અક્કલબાજખાં—"દેખો તુમ રહે છોટે માટે ડરીઓ મત. ઓતો રાત ઠેરી હે. ઇતના ભી નહિ સૂઝતા." એટલામાં હાથીએ સુઢ હલાવી. જેથી કાકો બોલી ઉઠયા કે "દેખો એ ઉધર હાલતા હૈ વાંથી પરોઢીઆ હોને લગા. યું કે યું સારી રાત ચલી જાયગી. ઠીક બાતે મેં આવ ચઢા નહિતો તુંમ ડર મરોને ? પછી ત્રણે જણ

ઘેર જઇ સુઈ રહ્યા. "જોયું કે? આગળ બાદશાહી ગુમાવી તે આવા વજીરો વિનાજ ગુમાવી બેઠેલા છે.

## વિનોદ ૧૫ ત્રણ ડફોળની વારતા.

એક વખત ચોરા આગળ એક પટેલ, એક રબારી અને એક રજપુત એમ ત્રણુ જણુ બેઠા બેઠા વાતો કરતા હતા. તેવામાં ત્યાં થઇને એક બારોટ નીકળ્યો, તેણે પેલા બેઠેલાઓને સંબોધી કહ્યું કે "બાપુ રામ રામ" એમ કહી બારોટ તો ચાલતો થયો, પછી પેલા ત્રણે જણુ અંદરો અંદર વાર્તાલાપ કરવા લાગ્યા.

પટેલ—હું ગામનો પટેલ જેથી બારોટે રામ, રામ તો મને કહ્યા.

રબારી—મુળ દેસાઇની અડક અમારી, એતો ભા અમારે તો પહેલાં ગામો દુઝતાં સમજ્યાને ? માટે બારોટે 'રામ રામ' તો મને કહ્યા.

રજપુત—ભાઇઓ ? તમે મીથ્યા બકવા જવાદો; કારણકે રાજવંશી કુળ મારૂ માટે એતો મને 'રામ રામ' કહ્યા.

આમ ત્રણે જણુ લઢવા લાગ્યા. જ્યારે રજપુત બોલ્યો કે ભાઇ ? આપણે લઢી મરીશું પણ તેનો નિકાલ નહિ આવે માટે તે બારોટને પાછો બોલાવી પુછી જોઇએ એટલે તુરત તેનો ખુલાશો.

આવો નિકાલ કરી તે બારોટને પાછો બોલાવી લાવ્યા, અને પૂછયું કે ભાઈ? તમે અમારા ત્રણમાંથી કોને 'રામ રામ' કહ્યા. બારોટે વિચાર્યું કે આ ત્રણે પાકા ડફોળ છે. માટે તેણે મશ્કરીમાં કહ્યું કે ભાઈ? તમારા ત્રણુમાં જે ડફોળ હોય તેને મેં "રામ રામ" કહ્યા છે. આ સાંભળી ત્રણુ વારા ફરતાં બોલી ઉઠયા કે "હું ડફોળ,

હું ડફોળ, હું ડફોળ. " પછી બારોટે કહ્યું કે એમ નહિ પણ તમો વારાફરતી પોતાની ડફોરાઇની અક્કેકી વારતા કહો.

## વિનોદ ૧૬ ચાલુ ડફોળ રબારીની વારતા.

રબારી ઉવાચ—એક વખત હું ટાટાં ( બકરાં ) લઇ ચારવા ગયો હતો. એવામાં એક ઘોડીવાળો ત્યાં થઇને નીકળ્યો તેને મેં પૂછ્યું કે ભાઇ, ઘોડી દેવાની છે. ત્યારે ઘોડોવાળે કહ્યું કે હા, પછી મેં તેની કીંમત પુછી. ત્યારે તેણે બસો રૂપીઆ કીંમત બતાવી. ત્યારે મ્હેં કહ્યું ભાઇ ? ચાલો બસોના કાકા પણ ઘોડીતો રાખવાનો એમ કહી ઘોડીવાળાને ઘેર લાવ્યો.

પછી ચુલા ઉપર મારા પુર્વજોએ કમાઇ મુકેલા રૂપીઆ પ-ચાસ ખોતરી કાઢી ઘોડીવાળાની આગળ ઢગલી કર્યા. હવે રૂપીઆ દોઢસો ખુટયા ગામમાં સવાયા દોઢા કાઢવા ફરી વળ્યો પણ કોઇએ ધડુ ન ધીર્યું. ત્યારે વળી પાછો આવી કહેવા લાગ્યો કે રૂપીઆ પચાસમાં લ્યો આ બકરાં એમ કહી પચાસ નંગ બકરાં ગણી આપ્યાં. હવે ભાંજગડ રહી રૂપીઆ સોની વળી પાછો ગામમાં જઈ આવ્યો પણ કંઇ પત્તો ન ખાવાથી ઘોડીવાળાના પગમાં ફાળીઉ મુકી કહેવા લાગ્યો કે ભાઇ ? હવેતો નિકાલ કરો રૂપીઆ મળતા નથી. માટે બાકીના રૂપીઆ સોમાં આ ઘોડી લ્યો. કહો ભાઇ તમારા બધા પૈસા પત્યા કે કેમ ? અમારા રબારી લોકનો પૈસો કદી ભગાય નહિ. બાપુ ? બે રૂપીઆની કસર પડી હોયતો નિભાવી લેજો. કારણકે પૈસા ન મળવાથી નિકાલ કરવો પડયો છે. ઘોડીવાળો તો રૂપીઆ: ઘેટાં અને ઘોડી લઇ અગીઆરાજ ગણી ગયો.

સાંજે છોકરાએ આવી પૂછ્યું કે બાપા ? આપણાં બકરાં કયાં

ગયાં. ત્યારે મેં કહ્યું કે ભાઇ? આજ એક રૂપીઆ બસોમાં ઘોડી રાખી હતી તેના નિકાલમાં? જો ચુલાવાળા પચાસ રૂપીઆ; પચીસ બકરાં અને ઘોડી બાકીના સોમાં એમ કરી તેના રૂપીઆ બસોનો ચુકાવ કર્યો. એમ કહેને કે ઘોડીવાળો સારો નહિ તો તરત માલ આપે અને તરત નિકાલ કોઇ કરે કે? ત્યારે છોકરે કહ્યું કે "મેર ડોસા ડફોળ" તે દિવસનો હું ડફોળ. કહો બારોટજી મારી ડફોળાઈ કેવી?

## વિનોદ ૧૭ ડફોળ પટેલની વારતા.

પટેલ ઉવાચ—એક વખત હું મારી સાસરીએ ગયો ત્યાં એક વખત મને સીમમાં ભાત ( રોટલા ) આપવા મોકલ્યો, મને તો રોટલાનો પંદર શેરેક ભાર બાંધી આપ્યો તે લઇ હું તો બજારમાં થઈ નીકળ્યો તેવામાં ચોરો આવ્યો. મારા સસરા મુખી હતા. જેથી મને ચોરો જોવાનું મન થયું. હું તો તરત ચોરાપર ચઢયો, બધુ જોતાં જોતાં એક લાકડું ફાચેલું જોવામાં આવ્યું.

રોટલા બાજુપર મૂકી હું તો તે લાકડુ જાણવાથી જોવા લાગ્યો. પછી મેં તો પેલા ફાચેલા પોલમાં પગ ઘાલ્યો, અને પાસે પડેલી હથોડીવડે ખીલી ઠોકી બેસાડી એવામાં કેટલાંક કૂતરાં આવી પહોંચ્યાં, તેમણે પેલા રોટલા ઉડાવા માંડયા આ જોઇ મને તો રીસ ચઢી જેથી હથોડી હતી તે છુટી મારી કુતરાં તેથી કાંઇ ખસ્યાં નહિ, પણ નિર્ભયતાથી રોટલા ખાવા લાગ્યાં. મને રીસતો ઘણી ચઢી પણ કરૂં શું? પગ સજડ થઇ ગયો, અને ખીલી કાઢવાનું સાધન તે પણ પ્રથમ ફેંકી દીધુ હું તો નિરાશ થઇ છાનોમાનો બેસી રહ્યો. એવામાં મારો સસરો મને ખોળતા ખોળતા આવી

ચઢ્યા, તો મને હેંઢમાં પુરાયેલો જોઇ તેઓ મને પૂછવા લાગ્યા કે-તમોને કોને પુર્યા ત્યારે મેં મારી વીતક વાર્તા કહી સંભળાવી જેથી તેઓ બોલ્યા કે "મેંર મારા સાળા ડફોળ." આટલી પણ અક્કલ ન પહોંચી કહો બારોટજી હું ડફોળ કે નહિ?

## વિનોદ ૧૮ ડફોળ રજપુતની વારતા.

રજપુત ઉવાચ—એક વખત કોઇ કારણસર મારે મારા સસરા સાથે તકરાર થઇ એવામાં મારા સસરાને ત્યાં અવસર આવ્યો પણ મને તકરારને લીધે કંકોત્રી લખી નહિ. જેથી જેમ મહાદેવજી પોતાના સસરા દક્ષને ત્યાં ન ગયા તેમ હું પણ ન ગયો. પણ પાર્વતિની માફક મારી સ્ત્રીએ હઠ પકડી કે હુંતો જવાની. મારૂ કહ્યું ન માન્યું અને તેતો ગઇ. પછી જે દિવસે ખર્ચ હતું તે દિવસે મને વિચાર સૂઝ્યો કે લાવ જોઉ તો ખરો કે મારા વિના કેવો અવસર ઉજવે છે. પછી કોઇ દિવસ કહેવાતો થાય કે આતું મોટું ખર્ચ કર્યું, પણ અમોને સંભાળ્યા છે?

આવો વિચાર કરી હું તો ઘોડી પર બેસી અંધારૂ પડતે મારા સસરાના ગામની ભાગોળે આવી પહોંચ્યો. ભાગોળે એક ફકીરના તકીઆમાં મુકામ કર્યો. ફકીરે પણ મારૂ ઠીક સ્વાગત કર્યું. પછી મને પરદેશી ધારી ફકીરે ખાવાનો ભાવ પૂછ્યો. પણ અમે રજપુત ટુંકદાર તો ખરા? જે ગામનું પાણી પણ હરામ કરી નીકળેલા તે ગામમાં ખાવુ એતો શી વાત? એમ ધારી મારે તો ખાવું નથી. એમ ઉત્તર આપી દીધો. ફકીર તો ગામમાં ખર્ચ હતું ત્યાં માગી લાવી ખાઇને બેઠો હતો. મને તો રાતના નવેકને સુમારે ભૂખથી ચુંક ચાલી. જ્યારે નજ રહેવાયું ત્યારે સાંઇબાવા પાસે ખોરાકની માગણી કરી. કહેવતમાં કહ્યું છે કે "આશક ન જુવે જાત કજાત,

ભૂખ ન જુવે ટાઢો ભાત " સાંઇ બાવાએ કહ્યું કે ભાઇ હું ગામમાં રજપુતને ઘેર ખર્ચ છે ત્યાંથી માગી લાવી. ખાઈ બેઠો છું. માટે જો તમારે ખાવું હોય તો ત્યાં જાવ. પછી કહ્યું ભાઇ ત્યાંતો ન જવાય. કારણ કે મને ઓળખે, ફરી ફકીરે જવાબ આપ્યો કે જો આપને ઓળખવાની બીક રહેતી હોય તો આ મારાં લુગડાં, અને મારૂ વાસણ લઇને જાવ. કોઇ ઓળખશે નહિ.

આ યુક્તિ મને ભુખના પ્રભાવથી સાકર સમાન ગળી લાગી. અને તેના કહેવા મુજબ લુગડાં પહેરી ભીક્ષા પાત્ર લઈ ત્યાં મારા સસરાને ઘેર ગયો, અને જ્યાં બીજા ભીખારીઓ ઉભા હતા, ત્યાં એક બાજુ કોઇને અડકાય નહિ તેમ બોલ્યા સિવાય ઉભો રહ્યો.

જ્યારે બધી ઉચ્ચ કોમનાં માણુસો જમી રહ્યા કે તરત ભીખારીઓનો વારો આવ્યો. હાથમાં દીવો મારી સ્ત્રીએ પકડયો છે. અને વહેંચવાનું અનાજ મારા સાળાના હાથમાં છે. તેઓ વહેંચતાં વહેંચતાં મારી નજીક આવવા લાગ્યાં. તેમ હું ભીક્ષા પાત્ર મારા મુખ આગળ ઉચુ ધરી મુખ સંતાડતો પાછો ખસવા લાગ્યો. પાછો ખસતાં ખસતાં એક તમણ ( મોટો ચુલો ) તેમાં ચોખાનું ધોવરામણ ઇત્યાદી એંઠુ પાણી ભરેલું હતું તેમાં પાછળથી ગબડી પડયો. જેથી સર્વે દોડી આવ્યાં અને બોલી ઉઠયાં કે " ભીખારી પડયો, ભીખારી પડયો " સૌ કોઈ દિવા લઇ આવી પહોંચ્યાઃ નિહાળીને જોવા લાગ્યા તો મને ઓળખી કાઢયો. પણ ભાઈ આવી સ્થીતિ મારી થઈ હતી છતાં મને મારી રજપુતાઇનું અભીમાન જરા પણ ઓછું નહોતું થયું. કારણકે કંકોત્રી વિના કોઇને ત્યાં માથુ બોડુ કરી ન બેસાય. ઇજતના કાંકરા થઇ જાય. ખેર ! દુખ પડયું તો

ભલે પણ ઇજ્જત રહેવા જેવું થયું એટલે પહોંચ્યું. પછી મને તો જે આવે તે ઠપકો દેતા આવે કે "મેંર સાળા ડફોળ તારે આવવું હતું તો દિવસ છતે આવવું હતું ને"?

આ તરફ લુગડાં અને ઘોડીની તપાસ કરવા માણુસ મોકલ્યું તો ઘોડી અને લુગડાં લઇ ફકીર ક્યારનોય પલાયન કરી ગયો હતો. કહો બારોટજી મારી ડફોળાઇ કેવી? બારોટ ખુશી થતો ત્રણુને સૈયારા "રામ રામ" કહી ચાલતો થયો.



# જાહેર ખબર.

## પ્રસ્તુત પુસ્તકના કર્તા. જે. બી. કઠલાલકર તરફથી બહાર પડેલાં પુસ્તકો.

---

| | કીંમત. |
|---|---|
| ચુવોતરનો ચિતાર યાને દુઃખીનો પોકાર | ૦-૧-૩ |
| સાહિત્ય અને વિનોદ ભાગ ૧. | ૧-૮-૦ |

## હવે પછી બહાર પડનાર ઉમદા પુસ્તકો-

કર્મહિણુ કેશર યાને

એક અબળાની કરૂણાજનક કહાણી.

કીં. રૂા. ૧-૦-૦

સાહિત્ય અને વિનોદ ભાગ. ૨ — ૧-૪-૦

અગાઉથી ગ્રાહક થનારને સારો લાભ મળશે માટે તુરત નામ નોંધાવો:—

પા. જોઈતાભાઈ ભગવાનદાસ કઠલાલકર

અનારા. ( પો. કઠલાલ )

॥ ॐ ॥

# ખાસ ધાર્મીક જીજ્ઞાસુઓ માટે !

## તૈયાર છે ! તૈયાર છે !

શું સમજ્યા મહેરબાન ! તુર્તજ ઑર્ડર આપો !

## મહાત્માની–મધુરતા. ( પ્રથમ ભાગ ).

ઘણુંજ રસિક આધ્યાત્મિક નોવેલ મ. ગાંધીજીના ફોટા સહિત. નવી ઢબને અનુસરતા,–નાટકના રાગરાગણી જેવા ભજનો તેમજ વીસમી સદીના ઋષિકુમારો, સત્સંગ, મૂર્તિ-પૂજાનું રહસ્ય, આધુનિક ધર્મ–મંદિરોના ત્હેના ધર્માચાર્યો તથા ધર્મમંદિરોના ધનનો થવો જોઈતો ઉપયોગ, પાપીઓના પાપકર્મનું પરિણામ. ટુંકમાં ઘણુંજ ઉત્તમ પુસ્તક હોવા છતાં કીંમત ફક્ત બાર આના. માત્ર જુજ નકલો બાકી છે. વાસ્તે તુર્તજ લખોઃ—વી. પી. પો. ખર્ચ જુદું.

તા. ક. વી. પી. ન મંગાવવું હોય તેણે તેર આનાની ટીકીટો મૂકવાથી બુકપોસ્ટથી રવાના થશે.

રણછોડભાઈ માધવભાઇ પટેલ.
મુ. બાકરોલ. ( વાયા–આણંદ. )

ગદ્યાત્મક હાસ્યજનક વિનોદો.

# અગાઉથી ગ્રાહક થનાર સદગૃહસ્થોનાં

## મુબારક નામની યાદી.

| નકલો. | નામ | ગામ. |
|---|---|---|
| ૧૫ | પંડ્યા શનાભાઇ ભુલાભાઈ | અનારા |
| ૧૦ | પટેલ લાલભાઈ અભેદાસ | કપડવણજ |
| ૧૦ | પટેલ અંબાલાલ રણછોડ | તોરણા |
| ૧૦ | ગોસાઇ કસનગર બાવનગર | ભુવાલ |
| ૧૦ | બારોટ પુરૂષોતમ લાલજી પીઠા અનારા. (બારસીદા) | |

| નકલ | નામ |
|---|---|
| ૫ | રા. પા. કુબેરભાઇ કહાનદાસ પોલીસપટેલ |
| ૨ | રા. પંડયા હીરાલાલ બાપુજી |
| ૨ | રા. લુહાર અંબાલાલ મોતીરામ |
| ૨ | રા. રાંમી સોમાભાઇ શીવરામ |
| ૧ | રા. પા. સોમાભાઈ દેસાઇભાઈ |
| ૧ | રા. પા. જેઠાભાઈ પુંજાભાઇ માસ્તર |
| ૧ | રા. સોમાભાઇ વિઠલ આસી૦ માસ્તર |

| નકલ | નામ |
|---|---|
| ૧ | રા. પા. બહેચરભાઇ કેવળભાઇ |
| ૧ | રા. પા. પરસોતમ ચતુરભાઇ |
| ૧ | રા. પા. પુનમભાઇ પરસોતમ |
| ૧ | રા. ,, કેવળદાસ ગોરધન |
| ૧ | રા. ,, લલ્લુભાઇ શ્રીધરદાસ |
| ૧ | રા. ,, ધુળાભાઈ લાલદાસ |
| ૧ | રા. ,, અંબાલાલ રાઇજીભાઇ |
| ૧ | રા. ,, સાંકળભાઇ માધદાસ |
| ૧ | રા. ,, છગનભાઇ ગોરધન |
| ૧ | રા. શા. મોહનલાલ નાથજી |
| ૧ | રા. ઠક્કર મોહનલાલ ગિરધર |
| ૧ | રા. મલેક શરીફમીઆં ઉમરાવમીયાં |
| ૧ | રા. મીરજાં મહમદ ઇભરામ |
| ૧ | રા. પગી સોમાજી લહેરાજી |

### કઠાણા.

| નકલ | નામ |
|---|---|
| ૧ | રા. પોલીસપટેલ દેસાઈભાઈ વરતાભાઈ બ્રહ્મભટ્ટ |
| ૧ | રા. મથુરભાઈ સાંકળભાઇ બ્રહ્મભટ |

| નકલ | નામ | નકલ | નામ |
|---|---|---|---|
| ૧ | રા. સોમાભાઇ વસ્તાભાઇ બ્રહ્મભટ્ટ | ૧ | રા. પા. જુગાભાઇ મોહનભાઇ |
| ૧ | રા. મણીલાલ મોહનભાઈ ,, | ૧ | રા. ,, મોહનભાઈ ગલાબદાસ |
| ૧ | રા. મુળજીભાઈ પરધુભાઇ ,, | ૧ | રા. ,, મગનલાલ શિવલાલ |
| ૧ | રા. સોની સોમાભાઈ નારણદાસ | ૧ | રા. ,, નરોતમ દાજીભાઇ |
| ૧ | રા. ગિરધર મોતીભાઇ બ્રહ્મભટ્ટ | ૧ | રા. ,, મંગળભાઈ કુબેરદાસ |
| ૧ | રા. શનાભાઇ પ્રલ્હાદ ,, | ૧ | રા. ,, દેવાભાઇ માંધાભાઇ |
| ૧ | રા. કોટવાર ભગવાન અજાજી | ૧ | રા. ,, શીવાભાઇ શંકરભાઇ |
| ૧ | રા. ,, મોતીભાઇ ખુશાલજી | ૧ | રા. ,, લલ્લુભાઇ મોતીભાઇ |
| ૧ | રા. પગી હરીભાઇ ધનાજી | ૧ | રા. શા. સોમાભાઇ જેઠાભાઇ |
| | દુજેવાર. | ૧ | રા. શા. ડાહ્યાભાઇ બાપુજી |
| | | ૧ | લવાર છગન ખાતું |
| ૧ | રા. પા. પરભુદાસ મુળજીભાઇ | ૧ | રા. પીરૂમીયાં નાથામીયાં. |
| | ઘોઘાવાડા. | ૧ | ડોસુ જહાંગીર પોષ્ટમેન |
| ૧ | રા. પા. કિશોરભાઇ જવરભાઇ | | આંત્રોલી. |
| | કઠલાલ. | ૧ | રા. પા. નારણભાઇ ચતુરભાઇ |
| ૧ | રા. વ્યાસ જીવણલાલ નરોતમ | | લસુન્દ્રા. |
| ૧ | રા. જે-કે-મહેતા વૈદ્ય. | ૧ | રા. ગોર પુંજાભાઇ રણછોડ |
| ૧ | રા. પંડયા પુંજાભાઇ નાથજી | ૧ | રા. લવાર જેઠાભાઇ કુબેર |
| ૧ | રા. શુક્લ સોમનાથ જેદેવ | | ભાટેરા. |
| ૧ | રા. ગોર છગનલાલ રણછોડ | ૧ | રા. ગોર શનાભાઇ કાળીદાસ |
| ૧ | રા. ગવળ રતનલાલ ભુલાભાઇ | ૧ | રા. જોશી નાથાલાલ બાપુજી |
| ૧ | રા. રાવળ શંકરલાલ ભુલાભાઈ | ૧ | રા. જોશી જેઠાલાલ હરજીવન |
| ૧ | રા. વ્યાસ નાથાલાલ ગોપાળ | ૧ | રા. શા. મણીલાલ જવર |
| ૧ | રા. મહેતા મણીલાલ મનગલાલ | ૧ | રા. ભટ્ટ ચુનીલાલ મોતીરામ |

| નકલ | નામ |
|---|---|

### નવાગામ.

૧ રા. શા. ચુનીલાલ મુળજી
૧ રા. પા. ભુલાભાઇ જેસંગભાઈ
૧ રા. પા. નરોતમ જવર
૧ રા. પા. સોમાભાઈ ભાઇજી
૧ રા. ત્રવાડી દુર્ગાશંકર ગોર
૧ રા. પા. મણિલાલ જેસંગભાઇ

### કપડવણજ

૧ રા. મણીલાલ ડી. ત્રિવેદી
૧ રા. આસારામ બાપુજી ભાવસાર
૧ રા. ભોળીદાસ મંગળભાઇ
૧ રા. અમૃતલાલ જેકીસન

### કંપરૂપુર.

૧ રા. પા. જોરાભાઇ માધવદાસ
૧ રા. વાળંદ અંબાલાલ પરસોતમ
૧ રા. દરજી છોટાલાલ ઇશ્વર
૧ રા. શા. માણેકલાલ છગનલાલ
૧ રા. શા. કેશવલાલ લલ્લુભાઈ

### તોરણા.

૩ રા. પંડયા મગનલાલ ખોડાભાઇ
૨ રા. વ્યાસ પ્રાણશંકર આશારામ
૨ રા. પા. કુશાભાઇ મોતીભાઇ

| નકલ | નામ |
|---|---|

૧ રા. ,, મગનભાઈ શ્રીધર હેડ-માસ્તર ધામતવાણ
૧ રા. પા. હરિભાઇ ભગવાનદાસ
૧ રા. પા. પીતાંબર જીવાભાઇ માસ્તર
૧ રા. પા. રણછોડ અમથાભાઇ
૧ રા. પા. સોમાભાઇ કેવલભાઈ
૧ રા. ,, ખોડાભાઈ બહેચરદાસ
૧ રા. ,, અંબાલાલ ઇશ્વર
૧ રા. ,, માધાભાઇ ગોપાલ
૧ રા. ,, વિઠ્ઠલભાઇ અંબૈદાસ
૧ રા. ,, લલ્લુભાઇ આજીદાસ
૧ રા. ,, નરોત્તમ શંકરભાઇ
૧ રા. ,, મગનભાઇ અવલદાસ
૧ રા. ,, પુંજાભાઇ ખોડાભાઇ
૧ રા. ,, ભોળાભાઈ શામળદાસ
૧ રા. ગોર સતુરામ ત્રીભોવન
૧ રા. શા. કેશવલાલ ગુલાબચંદ માસ્તર
૧ રા. શા. મણીલાલ લલ્લુભાઇ
૧ રા. વાળંદ મગન ખોડાભાઇ
૧ રા. દરજી શના હરજીવન

| નકલ | નામ |
|---|---|
| ૧ રા. | વાળંદ ગીરધર જાદવ |
| ૧ રા. | કાછીયા પુંજા પરસોતમ |
| ૧ રા. | પા. ચતુરભાઈ જેઠાભાઇ |

ભાનેર.

| નકલ | નામ |
|---|---|
| ૧ રા. | ઇચ્છા ગોકળ વાળંદ |
| ૧ શા. | આત્મારામ ઇશ્વર પટેલ |
| ૧ રા. | ડાહ્યાભાઈ વ્રજલાલ હેડ-માસ્તર અલીણા |

રૂઢ.

| નકલ | નામ |
|---|---|
| ૧ રા. | ગણપતરામ દલસુખરામ ગોર હેડમાસ્તર |
| ૧ રા. | ઠક્કર ગોવિંદભાઇ દેવચંદ |
| ૧ રા. | ભાઇલાલ હરગોવન |
| ૧ રા. | ફતેસંગ કુલસંગ |
| ૧ રા. | નવરંગ બાપુમીયાં |

કવાંટ તા. છોટાઉદેપુર.

| નકલ | નામ |
|---|---|
| ૨ રા. | જાની પરસોતમ નરભેશંકર |
| ૧ રા. | થાણદાર સાહેબ નાગજી-ભાઇ કાભઇ |
| ૧ રા. | શેઠ માણેકલાલ રતનજી |
| ૧ રા. | અવલકારકુન મણીલાલ ગોકળદાસ |
| ૧ રા. | ડૉ. નાથુલાલ પાર્વતીશંકર જોશી |
| ૧ રા. | માસ્તર કાભઇ બહેચરભાઈ |
| ૧ રા. | છીનુભાઈ કશનજી. આ૦ માસ્તર |
| ૧ રા. | દફેદાર તુકારામ ગુણાજી દાંફ |
| ૧ રા. | પરી છીનાલાલ છગનલાલ |
| ૧ રા. | શા. છોટાલાલ નાથાલાલ |
| ૧ રા. | મોદી નરોતમ ચુનીલાલ |

સાસ્તાપુર.

| નકલ | નામ |
|---|---|
| ૧ રા. | પા. કિશોરભાઇ કુબેરભાઇ માસ્તર |
| ૧ રા. | શંકરલાલ કેશવલાલ શાહ |

ગોપાળપુરા.

| નકલ | નામ |
|---|---|
| ૧ રા. | પ્રભાશંકર મણિશંકર ભટ્ટ હેડમાસ્તર |
| ૧ રા. | હાથીભાઇ ભગવાનભાઇ |
| ૧ રા. | વાઘજીભાઇ કાશીભાઈ |
| ૧ રા. | ગીરધરભાઇ શીવાભાઇ |
| ૧ રા. | સુતાર દયારામ મેઘજી |

નડીયાદ.

| નકલ | નામ |
|---|---|
| ૧ રા. | ભાવસાર મણીલાલ દલ-પતરામ |
| ૧ રા. | ,, પ્રભુદાસ કહાનદાસ |
| ૧ રા. | લવાર મગનલાલ ગીરધર |

| નકલ | નામ |
|---|---|
| ૧ રા. | લવાર અંબાલાલ રણછોડ |

અમદાવાદ.

| નકલ | નામ |
|---|---|
| ૧ રા. | અંબાલાલ મનસુખરામ |

સોલા

| નકલ | નામ |
|---|---|
| ૧ રા. | પા. મોતીભાઇ વલ્લવભાઇ |
| ૧ રા. | ગૌરીશંકર બહેચરભાઈ |

માસ્તર વાંઠવાલી

| નકલ | નામ |
|---|---|
| ૧ રા. | જોશી મુળશંકર મગનલાલ |

ધામતવાણ.

| નકલ | નામ |
|---|---|
| ૧ રા. | લવાર ઇશ્વર આશારામ |
| ૧ રા. | પટેલ માધાભાઇ લાલદાસ |
| ૧ રા. | ,, સોમાભાઇ નાગરદાસ |
| ૧ રા. | ઠક્કર ડાહ્યાભાઇ લખમીચંદ |
| ૧ રા. | પા. મોહનભાઈ માધદાસ |
| ૧ રા. | ,, મોહનભાઇ કાળીદાસ |

હરણીયાવ

કુંજોદ.

| નકલ | નામ |
|---|---|
| ૧ રા. | પંડયા ગવરીશંકર ભવાનીશંકર |
| ૧ રા. | પા. અંબાલાલ મનોરભાઇ |
| ૧ રા. | ,, ડાહ્યાભાઇ દેસાઈભાઈ |
| ૧ રા. | ,, સોમાભાઇ મનોરભાઇ |
| ૧ રા. | ,, પુંજાભાઇ જવરદાસ |

| નકલ | નામ |
|---|---|
| ૧ રા. | મહેતા સોમચંદ ગણુપતરામ |

ડાકોર

| નકલ | નામ |
|---|---|
| ૧ રા. | પંડયા ગોરધન રણછોડ |
| ૧ રા. | સેવક મોતીલાલ હરીભાઇ |
| ૧ રા. | પંડયા માણેકલાલ જોઇતારામ |

નાપાડ.

| નકલ | નામ |
|---|---|
| ૧ રા. | પા. ભુલાભાઈ ઘોરીભાઇ |
| ૧ રા. | પંડયા મણીલાલ જેઠાલાલ |
| ૧ રા. | દવે ભોગીલાલ ઇશ્વર |
| ૧ રા. | પા. કાળીદાસ લખમીચંદ |
| ૧ રા. | વાળંદ મહીજી પરસોતમ |

ખંભાત.

| નકલ | નામ |
|---|---|
| ૧ રા. | જોશી નવીનચંદ્ર નર્મદાશંકર |
| ૧ રા. | જોશી ભાઇલાલ હરજીવન |
| ૧ રા. | શુકલ મણીશંકર નાનાભાઇ |
| ૧ રા. | નર્મદાશંકર પરસોતમ |

જલસણ

| નકલ | નામ |
|---|---|
| ૧ રા. | જેઠાભાઈ બાપુજી બ્રહ્મભટ્ટ |
| ૧ રા. | રણછોડ હાથીભાઇ ,, |
| ૧ રા. | સોમાભાઇ ,, |

ફીણાવ.

| નકલ | નામ |
|---|---|
| ૧ રા. | પા. આશારામ બાપુજી |
| ૧ રા. | શા. ખુશાલદાસ છોટાલાલ |

| નકલ | નામ |
|---|---|

આત્રળા.

૧ રા. પા. અંબાલાલ નારણદાસ
૧ રા. ,, મગનલાલ હરગોવન
૧ રા. રાઠોડ ભાવસંગ કાનાભાઇ
૧ રા. પા. ઇશ્વરભાઇ નાથાભાઇ
૧ રા. ,, બહેચરભાઈ કિશોરભાઇ
૧ રા. નારણદાસ છગનલાલ
૧ રા. દેસાઇ પરસોતમ હરગોવન
૧ રા. પા. મોહનદાસ દામોદર
૧ રા. ડાહ્યાભાઈ છગનલાલ હરજીવન
૧ રા. વાળંદ ચતુર વસરામ
૧ રા. પા. લલ્લુભાઇ ધરમદાસ

પરચુરણ.

૧ રા. ફકીરભાઈ ખુશાલભાઈ સોજીત્રા
૧ રા. જીવાભાઈ ભુરાભાઇ બગસરા
૧ રા. ભુલાભાઈ હરીભાઇ ભક્ત સરી
૧ રા. અંબાલાલ જેઠાભાઈ પટેલ સંધાણા
૧ રા. નાથાભાઇ શંકરભાઈ પટેલ ગુતાલ
૧ રા. વલ્લવભાઇ ભાઇજીભાઇ ઓચાસણ

| નકલ | નામ |
|---|---|

૧ રા. ચતુરભાઇ બાવાભાઇ માસ્તર ઇલાવ
૧ રા. જગજીવન નાથુભાઈ પટેલ ઇલાવ
૧ રા. છગનલાલ કેવળરામ મહેતા વકીલ મહેસાણા
૧ રા. છોટાલાલ મોતીભાઇ હીરાપુર
૧ રા. પા. જોઇતાભાઈ ભાઇજીભાઈ હાથીજણ
૧ રા. કુબેરભાઇ જીવરામ પુરોહીત નાયકી
૧ રા. પા. છોટાલાલ મગનલાલ ગોધાવી
૧ રા. પંડયા છોટાભાઇ ભવાનીશંકર જીહોડીયા
૧ રા. પરમાર ભીમસંગ પરવતસીંગ સુદલપુર
૧ રા. કાલીદાસ ભાઇજીભાઇ માસ્તર છીપડી

મુંબાઇ.

૧ રા. નાથાલાલ પ્રાણશંકર વ્યાસ
૧ રા. પ્રાણજીવન ગોપાળજી
૧ રા. સાંકળચંદ મણીલાલ

| નકલ | નામ | નકલ | નામ |
|---|---|---|---|
| ૧ | રા. ડાહ્યાભાઈ ખુશાલભાઈ | ૧ | રા. હરિશંકર ગૌરિશંકર શાસ્ત્રી મ |
| ૧ | રા. દેસાઇ ભીમભાઇ રણછોડજી | ૧ | રા. ભીખાભાઈ ભગુભાઇ પટેલ |
| ૧ | રા. વ્યાસ જેઠાલાલ છગનલાલ | ૧ | રા. મણીશંકર રામજી જાની |
| ૧ | રા. ત્રીકમલાલ લખમીદાસ સંપત | ૧ | રા. શાહ શંકરલાલ જમનાદાસ |
| ૧ | રા. શેઠ જાદવજી વાલજી | ૧ | રા. મહમદઅલી રમજાનઅલી ખોજા |
| ૧ | રા. મગનલાલ દામોદર વ્યાસ | ૧ | રા. ઓચ્છવલાલ શંકરલાલ ત્રિ૰ |
| ૧ | રા. મુળશંકર કેશવરામ ભટ્ટ | ૧ | રા. પ્રાણજીવન ડી. દામનીવાળા |
| ૧ | રા. અંબારામ પ્રભુરામ દવે | ૧ | રા. જોષી ઇશ્વરલાલ લવજીભાઇ |
| ૧ | રા. વનમાળીદાસ કુબાભાઇ શ્રાફ | ૧ | રા. રામરાવ બાપુજી દેશમૂખ |
| ૧ | રા. મુળશંકર હરજીવન વ્યાસ | ૧ | રા. જીવરાજ રામજી મહેતા |
| ૧ | રા. ખારવા નારાયણ લક્ષમણ | ૧ | રા. રૂપસંગ રવાભાઇ રાજ |
| ૧ | રા. નાપીક રણછોડ શંકર | ૧ | રા. શેઠ નુરમહમદ સરીક ખોજા |
| ૧ | રા. શાહ ભાઈચંદ ગિરધર | ૧ | રા. આનન્દીલાલ મમીલાલ |

ચંદ્દવા (વાયા રાણપુર)

૫ શાહ મોહનલાલ જસરાજ